# ज्ञाननो बगीचो.

એટલે

ધર્મતત્વભાસ્કર યાને જૈનધર્મ સંબંધી

કાયદાની આવૃતી બીજી

ફળીતાર્થ.

જૈન શાસ્ત્રની સૂક્ષ્માર્થ વાતોનો શીઘ્રબોધ
થવા યોગ્ય દિગ્દર્શન ભાગ પેહેલો.

રચનાર અને પ્રસિદ્ધ કરનાર

**नारण हीराचंद कानूनी मुंबई.**

અમદાવાદ.

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં
" એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં "
નથુભાઈ રતનચંદે છાપ્યું.

સંને ૧૮૮૯ બંને ભાગ મળીને

તા. ૧ લી અકટોમ્બર. રૂ ૧-૧-૦

# અનુક્રમ શૂર્ચીપત્ર.

४०८७

# धर्मतत्त्वभास्कर.

यानो

# जैनधर्मसंबंधी कायदो.

## પુસ્તક બીજાની આવૃતી બીજી.

ઉદ્દેશ જૈની નામ ધરાવનાર સમસ્ત વર્ગોમાં જૈનશાસ્ત્રનો તથા કાયદા વગેરેનો બોધ વૃધી પામવાના કારણસર જૈનશાસ્ત્ર સંબંધી બહુ ગ્રંથોના મથનપૂર્વક કાઢેલા સારને અવલંબીને તથા તેમાંની કેટલીએક બાબતો સાથે લગતો બ્રિટીશ કાયદાઓનો ભાગ જોડી દઈને સુગમ ઢબથી થોડામાં રચના કરવી લાભ યોગ્ય જરૂરની સમજી આ પુસ્તકદ્વારા નીચે મુજબ દિગ્પ્રદર્શન કરવામાં આવે છે.

## અધ્યાય પેહેલો.

### સામાન્ય અર્થ પ્રકાશ.

વિષય અને વાક્ય તથા પૂર્વાપર સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો શાસ્ત્રાદિમાં વપરાતા નીચે બતાવેલા શબ્દો તથા શબ્દ-પ્રયોગો (સંજ્ઞા) નો અર્થ નીચે મુજબ સમજવો.

૧. આ પુસ્તકનું મુખ્ય નામ ધર્મતત્વભાસ્કર યાને જૈનધર્મ સંબંધી કાયદો એમ કેહેવાની સંજ્ઞા છે.

૨. જૈનધર્મ એને કેહેછે કે જેણે કરી જીવ શંસારરૂપ કર્મ જનિત દુ:ખથી દૂર થાય અને તે શબ્દમાં મોક્ષાભીલાષી પ્રાણીઓના કારણસર મોક્ષ માર્ગાનુયાયી નિવૃતીને લગતાં સઘલા સાધનો સમાય છે.

૩. તત્વ એ શબ્દવડે કોઈપણ પદાર્થનું મૂલસ્વરૂપ માલુમ પડવા યોગ્ય સાર રૂપી પ્રકાર સમજવો,

૪. ભાસ્કર એ શબ્દમાં જેણે કરીને અજ્ઞાનરૂપી અંધકાર દૂર થઈ સકે હેવા વસ્તુનિર્દેશાત્મક મજકુરનો તથા ઉપદેશનો સમાવેસ થાયછે.

૫. જીવ એટલે જેમાં જ્ઞાનાદી ચૈતન્યતા લક્ષણ સ્પષ્ટ યા અસ્પષ્ટ કેહેવામાં આવેછે તેવા શરીર ધારણ કરનારા એકેંદ્રીથી તે પંચેંદ્રીસુધીના સઘલા પ્રાણીઓ સમજવા અને જ્યારે તે શબ્દ મુક્ત (મોક્ષ) સંબંધે વાપરવામાં આવ્યો હોય ત્યારે તે શબ્દમાં શરીરથી વ્યતિરિક્ત નિરાકારી આત્મીકભાવ પામેલા જીવોનો સમાવેસ થાયછે.

૬. અજીવ એ શબ્દવડે જ્ઞાનાદી ચૈતન્યતા લક્ષણ સીવાયના બીજા કોઈ પણ જડ પદાર્થ પૂદ્ગલાદીક (રૂપી અરૂપી સુધાંત) સમજવા.

૭. પુણ્ય એ શબ્દમાં જેણે કરીને જીવ સંસારમાં સુખ પામે હેવી કોઈ પણ પ્રવૃત્તિ તથા એવા પદાર્થનો સમાવેસ થાયછે.

૮. પાપ એ શબ્દમા જેણે કરીને જીવ સંસારમાં દુઃખ પામે હેવી કોઈ પણ સ્પષ્ટ અસ્પષ્ટ પ્રવૃત્તિ તથા પદાર્થનો સમાવેસ થાયછે.

૯. બંધ એને કહે છે કે જેણે કરીને જીવને સંસારમાં રોકવાવાલી કર્મોની પ્રકૃતિ' સ્થીતી, રસ તથા પ્રદેશનું એકત્ર મલવું થાય.

૧૦. આસ્રવ એ શબ્દમાં જેણે કરીને જીવ સાથે કર્મનો સંબંધ જોડાય હેવા મીથ્યાત્વાદી કર્મબંધના હેતુઓનો સમાવેસ થાયછે.

૧૧. સંવર એને કહેછે કે જેણે કરીને જીવને કર્મસંબંધ રોકાય.

૧૨. નીર્જરા એને કહેછે કે જેણે કરીને પૂર્વે બાંધેલા કર્મ કમી થાય.

૧૩. મોક્ષ યાને મુક્તિ એને કહેછે કે જે સંસારસંબંધીની સઘળી ક્રીયાથી છૂટવું અને સઘલાં કર્મનો નાશ થતાં શરીરાદીક સાકારપણાથી રહીત નિરાકાર આત્મીકભાવ પ્રાપ્ત થાય.

૧૪. મોક્ષનું ઉપાદાનકારણ એછેકે જે જ્ઞાનદર્શનચારીત્ર કેહેવાયછે.

૧૫. મોક્ષનું નિમીત્તકારણ એ છે કે જેણે કરીને જ્ઞાનદર્શન ચારીત્રની પ્રાપ્તકારી મદદ મલે અને તેમાં તેના મદદગાર તરીકે (તીર્થંકર યાને દેવ—આચાર્ય—ઉપાધ્યાય સાધુ) એ સર્વેનો સમાવેશ થાયછે.

૧૬. મોક્ષનુ અસાધારણકારણ એ છે કે મોક્ષપ્રાપ્તી પહેલાં મોક્ષમાર્ગનાં જે જે સાધન પ્રાપ્ત થયાં હોય જેમ કે ગુણસ્થાનવૃદ્ધી તથા ગુણશ્રેણીની પ્રાપ્તી ઈત્યાદિ.

૧૭. આત્માનું મોક્ષઅર્થે અપેક્ષાકારણ એ છે કે અંતીમ (છેવટ) ના ભવમાં મોક્ષપ્રાપ્તીને માટે આવશ્યક ચીજો દ્રઢસંઘયણ-વજ્રૠષભનારાચ વીગેર પામે.

૧૮. (પ્રાગભાવ) કોઈ પણ કાર્ય થવાની પેહેલાં તે કાર્યનો જે કંઈ અભાવ તેને પ્રાગભાવ કહેછે.

## દૃષ્ટાંત.

દુધ તૈયાર છે તેનું દહી થઈ શકે એમ છે. જ્યાં સુધી દહી ન થાય ત્યાં સુધી દુધના વિષયમાં દહીનો પ્રાગભાવ સમજવો.

૧૯ (પ્રધ્વંસાભાવ) કાર્ય થયા પછી પૂર્વેના પદાર્થનો જે અ-ભાવ કહેવામાં આવે તેને પ્રધ્વંસાભાવ કેહેછે.

## દૃષ્ટાંત.

દુધનો પ્રધ્વંસ (વીનાશ) થઈને તેનું દહી બની ગયું તો તેથી દહીના સંબંધે દુધનો પ્રધ્વંસાભાવ કેહેવાય.

૨૦. અન્યોન્યાભાવ એને કહેછે કે જે એક બીજાથી જૂદું. જેમ કે ગાય અને ઘોડો એકબીજાથી ભીન્ન છે.

૨૧. અત્યંતાભાવ એને કહે છે કે જે કોઈ પણ કાલે (સમયે) થઈ શકે નહી—

## દૃષ્ટાંત.

(૧) આકાશને કંઇ ફૂલ થતું નથી. (એ અત્યંત અભાવ છે.)

(૨) જે કેવલી મોક્ષપ્રાપ્ત થયાછે તેઉને ફરીથી સંસારમાં શરીરધારણ થવાનું નહી. એ અત્યંત અભાવ જાણવો.

**ખુલાસો**—ઉપલી કલમ ૧૮–૧૯–૨૦–૨૧ માં કહેલા દરેક અભાવને ભાવ સંજ્ઞા જાણવી.

૨૨. સ્યાદવાદ એટલે એક વસ્તુને જુદા જુદા હેતુથી નીત્ય તથા અનીત્ય.—એક તથા અનેક, સત તથા અસત—વક્તવ્ય અને અવક્તવ્ય ઇત્યાદી અનેક સ્વભાવથી કહી સકાય.

## દૃષ્ટાંત.

એક પુરુષને પ્રથમ મ્હોટો કહ્યો અને ત્યાર બાદ ફરીથી તે પુરૂષને છોટો કહ્યો તેના જુદા જુદા હેતુ નીચે પ્રમાણે જુઓ.

(૧) મ્હોટો કહેવાનો હેતુ એ જે બીજા સખસથી તે પુરૂષ જ્ઞાનગુણમાં વધારે તેથી મ્હોટો કહેવાય.

(૨) ન્હાંનો કહેવાનો હેતુ એ જે બીજા સખસથી તે પુરૂષ વયમાં ન્હાનો છે.

૨૩. નય એટલે શબ્દનો અર્થ સમજવાનો માર્ગ સમજવો. (અનેક ધર્માત્મક વસ્તુને એક ધર્મની મુખ્યતા કરી કહેવું એ નયવાક્ય કેહેવાય.)

૨૪. કોઇ એક વસ્તુની મુખ્યતા કરી કહેવું તે અરપિતનય છે અને બીજાની ગૌણતાને અનરપિત નય કહેછે.

૨૫. પ્રમાણ એ શબ્દની વ્યુત્પત્તીમાં (પ્રમા) એટલે યથાર્થજ્ઞાન (ણ) વડે તેનું કરણ મલીને યથાર્થજ્ઞાનનું કરણ એમ થાયછે તેને પ્રમાણ કહેછે અને તેના મૂલ ભેદ ૨ (૧ પ્રત્યક્ષ ૨ પરોક્ષ) તથા તેની સાથે પરોક્ષ પ્રમાણના અંતરભેદ—અનુમાનપ્રમાણ—આગમપ્રમાણ, અર્થાપત્તીપ્રમાણ ઇત્યાદીનો તેમાં સમાવેશ થાયછે.

૨૬. સમ્યકત્વ એટલે યથાર્થાજ્ઞાનપૂર્વક આત્માના ખરા સ્વરૂપની પ્રતીતિ જાણવી અને તેમાં સમ્યકત્વના મૂલભેદ ક્ષાયક, ઉપશમ, વેદક અને તેની સાગે પ્રકારાંતરે, કારક, રોચક, દીપક, નીશ્ચે, વ્યવહાર, દ્રવ્ય, ભાવ, સાસ્વાદન, મીશ્ર, ઇત્યાદિ અનેક પ્રકારના ભેદોસહિત દસ પ્રકારની રૂચીનો પણ તેમાં સમાવેશ થાયછે.

૨૭. જ્ઞાન શબ્દવડે કોઇપણ પદાર્થનો વીશેષે કરીને યથાર્થ અવબોધ સમજવો.

૨૮. અજ્ઞાન એ શબ્દવડે પદાર્થનો વીશેષે કરીને અયથાર્થ અવબોધ સમજવો.

૨૯. દર્શન એ શબ્દવડે પદાર્થનો સામાન્ય અવબોધ સમજવો.

૩૦. ધ્યાન એ શબ્દવડે યોગના નીશ્ચલ પરીણામ સમજવા.

૩૧. ચારીત્ર એ શબ્દવડે જ્ઞાનદર્શનમાં પ્રવર્તન યાને અન્યક્રીયાથી નિવૃત્તિ સમજવી.

૩૨. ગુણસ્થાન એ શબ્દવડે આત્માના અધ્યવસાય સમજવા. યદ્યપી અધ્યવસાય અસંખ્ય કેહેવાય છે તોપણ સ્થુલવ્યવહારથી, મિથ્યાત્વથી તે અયોગીપરીઅંત કુલ ૧૪ ગુણસ્થાન. પૈકી જે પ્રસંગે જે ગુણસ્થાન કેહેવાનો ઇરાદો દેખાય ત્યાં તે ગુણસ્થાન જાણવું.

૩૩. ગુણશ્રેણી એને કહેછે કે જેણે કરીને દરેકમાં ચઢતી પંક્તીએ અસંખ્યગુણી નીર્જરા કર્મોના સંબંધમાં થાય એવી સમ્યકત્વાદી ૧૧ ગુણશ્રેણી છે તે માંહેની જે વિષયને સંબંધે જેની જરૂર હોય તે ગુણશ્રેણી સમજવી.

યાદ રહેવું જોઈયે કે ગુણસ્થાનમાં હેવો નીશ્ચીત અનુક્રમ નથી કે એક પછી બીજા સ્થાનકની નંબરવાર પ્રાપ્તી થાય.

અને ગુણશ્રેણીમાં નીર્જરાનો અનુક્રમ એક પછી બીજામાં અસંખ્યાતગુણી અનુક્રમે થવાનો ભાવાર્થ છે.

૩૪. માર્ગણા ( ગવેષણા ) એ શબ્દવડે બીજા ૨ પ્રકારે જીવોનું સ્વરૂપ સમજવાની જુદી જુદી પંક્તી સમજવી. ગતીઇન્દ્રી ઇત્યાદી મૂલ ૧૪ ઉત્તરભેદ ૬૨ પૈકી જે પ્રસંગે જે માર્ગણાની જરૂર હોય ત્યાં તે સમજવી.

૩૫. ઉપયોગ એ શબ્દવડે વસ્તુનો પરીછેદ પ્રકાશવાને ઉપયોગી થનારાં સાધનો ગ્નાનદર્શનરૂપ મૂલભેદ ૧૨ ની સાથે તેના સઘલા અંતર ભેદોનો તેમાં સમાવેસ થાયછે.

૩૬. લેશ્યા એ શબ્દવડે યોગના ચલાચલ પરીણામ સમજવા. તેવા પરીણામ અસંખ્યાતા કહેછે તેટલાજ નિશ્ચયનયે કરી લેસ્યાના ભેદ થાય તો પણ સ્થુલ વ્યવહારથી છ પ્રકારની લેસ્યામાં જ્યાં જેનો સમાવેશ થાય ત્યાં તે લેશ્યાનો સમાવેસ લેવો.

૩૭. પર્યાપ્તી આ એક શક્તીવાચક શબ્દમાં સ્પષ્ટ ( વ્યક્ત ) અસ્પષ્ટ ( અવ્યક્ત ) પર્યાપ્તીનો સમાવેશ થાયછે એમ સમજવું.

૩૮. ઉત્સર્ગ એ શબ્દવડે કોઇ પણ રીતનો ત્યાગ સમજવો અને તેમાં મનગુપ્તી, વચનગુપ્તી, કાયગુપ્તીનો સમાવેસ થાયછે.

૩૯. અપવાદ એ શબ્દવડે કોઈ પણ નીયમનું કારણપરત્વે બાધકપણું સમજવું. અને નીચે લખેલા વિષયો પ્રસંગે અપવાદ શબ્દ નીચે લખ્યા અર્થમાં ગણવો.

૧. ધર્મસંબંધે ચરણાનું યોગને પ્રસંગે-ઉતસર્ગથી ન્યૂનરૂપે કારણયુક્ત અશક્ય પરીહારના પ્રવર્તનની શાસ્ત્રમાં યથાન્યાય છૂટ હોય તે સમજવી અને તેમાં પાંચ પ્રકારની સુમતીનો સમાવેસ થાયછે. તે એ જે (૧) ઇર્યાસમીતી, (૨) ભાષાસમીતી, (૩) એશણાસમીતી, (૪) આદાનભંડનીષેવણાસમીતી, (૫) પારીષ્ટાપનીકાસમીતી.

**દ્રષ્ટાંત.**

(૧) ધર્મસંબંધી લાભના કારણસર જૈની સાધુને નદી ઉતરવાની છૂટ એ અપવાદ છે.

(૨) જૈની સાધુ આહારાદી કરે તે અપવાદમાં ગણાય.

(૩) કોઈ પણ વ્રત યા નીયમ કરવાને પ્રસંગે છછીડી તથા આગારાદીનું કારણપરત્વે સેવન કરવું પડે તે અપવાદમાં દાખલ થાયછે.

૨ રાજ્યકાયદામાં ગુન્હાને પ્રસંગે—જેથી કરીને કોઇ પણ કરેલું કૃત્ય યા કસુર ગુન્હામાં ન ગણાય હેવી છૂટ સમજવી.

**દ્રષ્ટાંત.**

(૧) હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે તે કાયદાનો ચોથો બાબ યાને ક. ૭૬ થી તે ૧૦૬ સુધીમાં જે કાઈ છૂટો ગુન્હાસંબંધીની છે તે સર્વે સામાન્ય અપવાદો છે, કેમકે તે સાધારણ ગુન્હાઓને લાગુ પડેછે.

(૨) સદરહુ કાયદાની ક. ૧૩૬-૨૧૨-૨૧૬ (૨૧૩-૨૧૪) ૨૯૨-૩૦૦-૩૩૯-૩૬૧-૩૭૫-૪૯૪-૪૯૯ એ કલમોમાં જે જે અપવાદો છે તે અપવાદો તેની તેજ કલમોના ગુન્હાને લાગુ થાયછે તેથી તેને વિશેષ અપવાદ કહેછે.

(૩) રાજ્યના બીજા કોઇ કાયદા પ્રમાણે અપવાદનો અર્થ-જ્યાં જે નીયમને તે અપવાદ લાગતો હોય ત્યાં તે નીયમનું બંધન છૂટવાપણું સમજવું.

૩૯. સાધુ એને કહેછે કે જે મોક્ષમાર્ગાનુંયાયી પંચમહાવ્રતસંયુક્ત હોય.

( છઠ્ઠા ગુણસ્થાનથી તે ચૌદમાં ગુણસ્થાનસુધીના મહાશયો સાધુ-વર્ગમા આવેછે)—

૪૧. ભાષાસુમતિ ( નીરવધ વચન ) યાને જે વચન નીચે મુજબ અષ્ટ પ્રકારસંયુક્ત હોય તેને ભાષાસુમતી કહે છે—૧ મધુર વચન—૨ નીપુણ બુદ્ધિયુક્ત—૩ થોડું—૪ કાર્ય પડેથી બોલવું તે ૫ ગર્વરહિત–૬ અતુચ્છ–૭ પૂર્વે વીચારીને ૮ ધર્મસંયુક્ત.

૪૨. નીતિવિરૂદ્ધ એને કહેછે કે જે અન્યાયથી વરતે.

૪૩. કાળવીરૂદ્ધ એટલે જે કાળમાં જે વસ્તુ કરવી અનુચિત હોય.

## દષ્ટાંત.

મનુષ્યે રાતની વખતે ખાવું એ જૈનશાસ્ત્રાભીપ્રાયથી કાલવી-રૂદ્ધમાં ગણાય.

૪૪. લોકવીરૂદ્ધ એ શબ્દનો અર્થ ધર્મશાસ્ત્રાભીપ્રાયે એમ સમ-જવો કે જે કામ યા કસુર સદગુણીજનોના આચરણથી વિરૂદ્ધ હોય.

**ખુલાસો—**કોઈ કામ ઘણા લોકોએ અંગીકાર કર્યાના સબ-બથીજ તે કામ નહી કરવું એ લોકવીરૂદ્ધમાં ગણાય એમ સમજવું નહી.

બ્રિટીશ કાયદાને પ્રસંગે લોકવીરૂદ્ધ એ શબ્દનો અર્થ પીનલકો-ડની ક. ૨૬૮ માં કહ્યા મુજબ સમજવો અને તેમાં ક્રી. પ્રો. કોડના ૧૦ મા તથા ૧૧ મા બાબમાં કહેલી અપકારવાલી બાબ-તોનો સમાવેશ થાય છે.

૪૫. રાજ્યવીરૂદ્ધ એ શબ્દ ધર્મશાસ્ત્રાભીપ્રાયથી વાપરવામાં આવ્યો હોય ત્યારે તે શબ્દમાં કોઇ પણ રાજ્યના કોઈ પણ કાયદાથી મનાઈ કરેલું કૃત્ય કરવાથી યા કાયદાથી કરવા યોગ્ય ફરમાવેલું કૃત્ય નહી કરવાથી ( કસુર કરવાથી ) યા બીજી કોઈ રીતે કોઈ પણ રા-જ્યના કોઈ પણ કાયદાથી અપરાધ ગણાતો હોય યા દીવાની યા બીજી રીતની કોઈ પણ જવાબદારી ઉત્પન્ન થતી હોય તે સઘળાનો સમાવેશ થાય છે.

૪૬. હીન્દુસ્તાનના ફોજદારી કાયદાને પ્રસંગે રાજ્યવીરૂદ્ધ એ શબ્દ તે કાયદાનો છઠો બાબ (ક. ૧૨૧ થી ૧૩૦ સુધી) ના ગુન્હા-ઓને લાગુ પડેછે એમ સમજવું.

૪૭. રાજ્યનીતિ એ શબ્દવડે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને અનુસરીને રાજ્યની મુનાસબ પ્રવૃત્તિ સમજવી.

વર્તમાનસમયાપેક્ષાએ રાજ્યનીતિના આધારભૂત પીનલકોડ વીગેરે ન્યાયને લગતા બ્રિટીશ આકટો પણ તે રાજ્યનીતિમાં સમાય છે.

૪૮. તીર્થંકરની (ધર્મની) રાજ્યનીતિ એને કહેછે કે જે મોક્ષમાર્ગાનુયાયી યા તેના સાધન માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને અનુસાર પ્રવૃત્તિ, નિવૃત્તિ ઉચિત હોય.

૪૯. વ્યવહાર બહુ કરીને એને કહેછે કે જે અવલંબન સંયુક્ત પ્રવૃત્તિરૂપ હોય એમાં શુદ્ધ વ્યવહાર, અશુદ્ધ વ્યવહાર, શુભ, અશુભ, ઉપચરીત, અનુપચરીત એવા કરણરૂપી વ્યવહારોનો સમાવેસ થાયછે.

૫૦. નીશ્ચય બહુકરીને એને કેહેછેકે જે નિરાલંબન યા કાર્યરૂપ હોય.

યાદ રહેવું જોઈયે કે ધર્મ હેતુએ નીશ્ચયના રક્ષણ માટે વ્યવહારનું પ્રવર્તન ઉચિત છે.

૫૧. પુદ્દગલ એ શબ્દવડે કોઈપણ પ્રકારનો સાકાર પદાર્થ સમજવો.

૫૨. દ્રવ્ય એ શબ્દ ઘણું કરીને વ્યવહારાવલંબીમાં લાગુ થાયછે.

૫૩. ભાવ એ શબ્દ ઘણું કરીને નિશ્ચયાત્મક ખાસ ભાવનો ગ્રાહી છે.

## અધ્યાય બીજો.

### ધર્મલક્ષણ (અહીંસા) બાબત.

૫૪. ધર્મનું મૂલ લક્ષણ અહીંસા (દયા) છે અને બીજાં જે જે ચિન્હ યા પ્રકાર ધર્મના અંગરૂપ છે તે સઘળાં ચિન્હ તથા પ્રકાર અહીંસાની પુષ્ટીઅર્થે યાને અહીંસામાં અંતર્ભૂત થાય છે.

૫૫. સૂક્ષ્મબોધપૂર્વક સ્વદયામાં વર્તવું એ મોક્ષમાર્ગ છે એ માર્ગમાં ચાલનાર સઘળા જીવોને મોક્ષમાર્ગાનુયાયી કેહેવા જોઇયે.

૫૬. જેટલા ૨ મોક્ષમાર્ગમાં પ્રવર્તવાવાલા છે તેટલા તેટલા સ્વાદ્દવાદાનુયાયી મતાવલંબીમાં ગણાય છે.

૫૭. ઘણા મતાવલંબી સામાન્યરૂપ અહીંસાનો અંગીકાર કરે છે પરંતુ અહીંસાના સર્વાંસ ભેદયુક્ત તેના યથાર્થ સ્વરૂપનું જ્ઞાનપણું તે સઘલા મતાવલંબીમાં છે એમ મનાતું નથી.

૫૮. સ્યાદ્‌વાદાનુયાયી ( જૈન ) શાસ્ત્રાભીપ્રાયથી અહીંસાનું એવું સ્વરૂપ નીકલે છે કે જેથી કરીને તેને અનુસરીને ચાલનારને અહીંસકધર્મી એવું નામ આપવું મુનાસબ છે. હેવી સર્તે કે જો તે સૂક્ષ્મ બોધપૂર્વક હોય.

૫૯. અહીંસકધર્માવલંબી યાને જૈનશાસ્ત્રાભીપ્રાયથી અહીંસાનું સ્વરૂપ નીચે મુજબ જાણવું.

( ૧ ) સ્વદયા જે કે પોતાના આત્માને કર્મબંધનથી છોડાવો—પ્રતીક્ષણ કર્મબંધની ચિંતા રહે વા આત્મગુણ્ગ્રાહી થવું તે છે.

( ૨ ) પરદયા જે કે આપડો જીવ દુઃખથી ભય પામેછે તેમજ બીજા જીવો પણ દુઃખથી ભય પામેછે એમ સમજીને પરજીવોનું રક્ષણ કરવું એનું નામ પરદયા છે અને તે બે પ્રકારે સમજવી.

૧ દ્રવ્યદયા, જતનાપૂર્વક પરજીવોના પ્રાણની રક્ષા કરવી એ જૈનમાર્ગીનો કુળધર્મ છે.

૨ ભાવદયા, ઉપકાર હેતુથી ઉપદેશ દેવો વીગેરે.

( ૩ ) વ્યવહારદયા, જીવોના રક્ષણઅર્થે વિધીમાર્ગાનુયાયી યત્નપૂર્વક પ્રવૃત્તે જેમ કે બિન છાંણું પાણી ન પીયે, વધારે આરંભ, સમારંભ ન કરે. બિન કારણે ઘોડા બેલ ઈત્યાદિ ન દોડાવે.

( ૪ ) નીશ્ચયદયા, જે શુદ્ધ ઉપીયોગમાં એકીભાવ અર્થાત્ રત્નત્રયીજ્ઞાનદર્શનચારીત્રમાં નીશ્ચલતા જેણે કરી ગુણસ્થાન, ગુણશ્રેણીમાં વૃદ્ધી થાય.

( ૫ ) અનુબંધદયા, એટલે જો કદાપી ઉપરથી હીંસા દેખાય તો પણ અભ્યંતર શુભ પરીણામવડે કરીને ફાયદાકારક હોય.

## દૃષ્ટાંત.

શીષ્યને સમજાવવાને વાસ્તે યા વિદ્યા સીખવવાને પ્રસંગે ક્ષાયદાના હેતુથી ગુરૂ શીક્ષા આપે તો તે અનુબંધદયામાં સમાય છે.

(૬) હેતુદયા, જે કામ કરે તેમાં જીવોના નુકસાનના બચાવ માટે યોગ્ય ઉપાય તથા જોઈતી સંભાળ નિધા પૂર્વક રાખે તે દયાના હેતુરૂપ છે તેથી તેને હેતુદયા કેહેછે.

ઉપર કહેલા સઘલા પ્રકારની દયા મોક્ષ પ્રયોજને ઉપયોગી છે તે તથા તેને લગતા વલગતા બીજા કેટલાક પ્રકારોની દયા પુદગલિક વાંછા શિવાયની છે તે પણ શાસ્ત્રાંતરથી જાણીને આદરવી જોઈયે.

૬૦. ઉપલી કલમ ૫૮ માં કહેલા સઘલા દયાના પ્રકારો પર્યાયથી જુદા જુદા બતાવ્યા છે તોપણ તે સર્વે ભેદો એક સ્વદયામાં અંતર્ભૂત થાયછે.

બહુ ભેદ પાડવાનો હેતુ, એ જે વીશેષે કરીને બોધ થાય.

૬૧. જેમાં મોક્ષનો હેતુ ન હોય હેવી પુદ્દગલીક સુખની વાંછાથી ફક્ત દેખાદેખીથી જે જીવરક્ષા કરવી તેને સ્વરૂપદયા કહેછે.

૬૨. દાન, શીલ, તપ, ભાવનારૂપ શુભપ્રવર્તનને વ્યવહારધર્મ કહેછે.

૬૩. દાન એ એક દેવાની ક્રિયાનું નામ છે, તેના મૂલ ભેદ ૩–ધર્મદાન, અર્થદાન, કામદાન છે, તેમાંનો પહેલો ભેદ વ્યવહાર ધર્મમાં ગણાયછે તે આદરવા યોગ્ય છે. બીજો અને ત્રીજો ભેદ સંસારી પ્રયોજનમાં ગણાય છે.

૬૪. શીલ એ એક નિયમ મૈથુન ત્યાગ વિસે છે અને તે અકૃત્રીમ અલંકાર સુખનું સ્થાનક અને ધર્મનું નિધાન કેહેવાયછે. તાત્પર્ય એ જે શીલ પાલવાનો ગુણ મહત્વ ભરેલો છે.

૬૫. (તપ) બાહ્ય તથા અભ્યંતર મળીને નીચે લખેલા બાર પ્રકારે જે નિર્જરાનો હેતુ છે તેને તપ કહે છે (તપ શબ્દાર્થ સપ્ત ધાતુને અથવા કર્મને તપાવે.)

મોક્ષપ્રયોજને તપનું મૂલ લક્ષણ ઈચ્છાનિરોધ કેહેછે.

### ૬ બાહ્યતપભેદ.

(૧) અણુસણ, (અન્ન ખાય નહીં તે.)

(૨) ઉણોદરી. (ઓછું જમે તે.)

( ૩ ) વૃત્તિસંક્ષેપ. ( નિયમમાં સંકોચ. )

( ૪ ) રસત્યાગ. ( વિગયાદીનો ત્યાગ કરે. )

( ૫ ) કાયકિલેશ. કરે ( કષ્ટ સહે. )

( ૬ ) સલીનતા. ( શરીર સંકોચમાં રાખવું. )

**અભ્યંતર તપના ૬ ભેદ.**

( ૧ ) પ્રાયશ્ચીત્ત ( પોતાનાં કરેલાં માઠાં કૃત્ય ગુરૂની આગલ પ્રગટ કરે તે પરથી ગુરૂની આજ્ઞા મુજબ જે તપ વીગેરે કરવું તે.

( ૨ ) વીનય ( ગુરૂ આદીકનો વીનય. )

( ૩ ) વેયાવચ્ચ ( તપસી વીગેરેની કરવી. )

( ૪ ) સ્વાધ્યાય ( જ્ઞાનાભ્યાસ કરવો. )

( ૫ ) ધ્યાન ( ધર્મધ્યાન શુકલધ્યાન ધ્યાવું તે. )

( ૬ ) ઉત્સર્ગ ( કાયોત્સર્ગ ) ઈત્યાદી.

૬૬. નીચે લખેલી ૪ ભાવના ધર્માનુરાગી મહાશયોના હૃદયમાં હમેશાં રહેવી જોઈએ.

( ૧ ) મૈત્રી ( પરનું હીત ચીંતવવું. )

( ૨ ) કરૂણા ( પરદુઃખનિવારણ ઈચ્છા, )

( ૪ ) પ્રમોદ ( ગુણીજનપર અનુરાગ. )

( ૪ ) ઉપેક્ષા ( ક્રૂરકર્મવાલાપર મધ્યસ્થ ભાવ. )

વર્તમાનમાં એ ભાવના ખરી રીતે જેઓ ભાવતા હસે તેઓને મહાપુરૂષ માનવા ઉચિત છે.

૬૭. જ્ઞાનદર્શનસંયુક્તસંવરપરીણતી, આત્મીક સ્વભાવમાં થીરતા તેને નીશ્ચે ધર્મ કહેછે.

૬૮. ધર્મસંબંધી ચરણાનુયોગના કારણસર જૈનધર્મમાં ઉત્સર્ગ અપવાદનું જ્ઞાનપણું જરૂરનું છે તેનું સંક્ષેપમાં નયાભીપ્રાયથી સ્વરૂપ નીચે મુજબ.

| | **ઉત્સર્ગ.** | **સમુચ્ચય અપવાદનું ધ્યાન.** |
|---|---|---|
| ૧ નૈગમ | ક્ષાયકસમ્યકત્વ. | ઉત્સર્ગથી નીચેના દર- |
| ૨ સંગ્રહ | આત્મસતાવલંબી | જ્જાની ક્રીયાને અપવાદ |
| ૩ વ્યવહાર | અપ્રમત મુનીરાજ અવસ્થા. | સંજ્ઞા જાણવી. અથવા |

| | |
|---|---|
| ૪ રૂજુસૂત્ર | ક્ષપકશ્રેણી. |
| ૫ શબ્દ | યથાખ્યાત ચારીત્ર. |
| ૬ સમભીરૂઢ | સયોગી કેવલી. |
| ૭ એવં ભૂત | અયોગી કેવલી. |

પ્રકારાંતરે કારણરૂપ અ-પવાદ અને કાર્યરૂપ ઉત્સર્ગ એવંભૂતનયથી અપવાદ ૧૨ મા ગુણસ્થાનમાં છે કેમકે ત્યાં સુધી શ્રુતજ્ઞા; જ્ઞાનનું અવલંબન છે.

---

## અધ્યાય ત્રિજો.

### નયપ્રકાર સાથે રાજ્યરૂઢી.

૬૯. કોઈપણ વચન જે અપેક્ષા (હેતુ) થી કહેવામાં આવે તે અ-પેક્ષાનું નામ નય જાણવું. યદ્યપી હેવી અપેક્ષા કેટલી તેની સંખ્યા નથી એટલે અસંખ્ય છે તોપણ સ્થુલ વ્યવહારથી મૂળ સાત અપેક્ષા યાને ૭ નય છે તેનાં નામ ઉપલી કલમ ૬૮ માં ઉત્સર્ગ અપવાદને પ્રસંગે બતાવ્યાં છે તેનો સમાવેસ આ નીચે કહેલા બે ભેદમાં થાય છે.

(૧) દ્રવ્યાર્થિક. (૨) પર્યાયર્થિક.

૭૦ આદ્ય યાને નૈગમ નયનો ભાવાર્થ વિચીત્ર પ્રકારનો છે જેને એક ગમો નહી તેનું નામ નૈગમ એ સંજ્ઞા છે તેના મૂળભેદ ૩ અંશ ૧ આરોપ ૨ સંકલ્પ ૩.

૭૧. નૈગમનયમાં આરોપના પેટાભેદ ૪, ૧ કાળારોપ ૨ દ્ર-વ્યારોપ ૩ ગુણારોપ ૨ કારણાધારોપ એમાં કાળારોપના અંતરભેદ ૩ અતીત. અનાગત. વર્તમાન આસરી જાંણવા.

૭૨. અતીતનો આરોપ વર્તમાનમાં તે હાવીરીતે

(૧) ધર્મનિમિત્તમાં રૂઢી જુવોકે આજ શ્રીમહાવીરસ્વામીનુ નિર્વાણ કલ્યાણકછે એવીગેરે કહેવાયછે તે.

(૨) હાવીતરેહની રૂઢી વર્તમાનમાં બ્રિટીશરાજ્યમાં પણ વર્તાય છે જુવો આજ તા૦ ૨૪ મી મે. નારોજ શ્રીમતી મહા-રાણી વિકટોરીયા સાહેબનો જન્મદિવસછે ઈત્યાદિ ઘણે પ્રકારે કહેવાય છે.

૭૩ અનાગતનો આરોપ વર્તમાનમાં

(૧) જૈનધર્મ સંબંધે જેમકે આજ શ્રી પદ્મનાભ સ્વામીનુ જન્મકલ્યાણુક છે. ઈત્યાદિ કેહેવુ તે.

(૨) બ્રિટીશ કાયદામાં પણુ હાવી ઢબ ઘણી જગોએ વપરાયછે તેમાંનું એક દ્રષ્ટાંત જુવોકે પી: ક: ૩૨૩ માં લખ્યુંછેકે ૩૩૪ મી કલમમાં લખેલીબાબતસિવાય બીજીકોઈ પણુ બાબતમાં જેમાણુસ બુદ્ધિપૂર્વકવ્યથા કરે તેને એકવરસની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની અથવા એકહજાર રૂપીયાસુધીના દંડની અથવા એ બંનેની સિક્ષા કરવામાં આવશે હવે આ ઠેકાણે ક૦ ૩૨૩ મી જેછે તે ૩૩૪ મી કલમના પેહેલાંની (પૂર્વ ભાગમાં) છે તેમછતાં તેમાં પશ્ચાતભાગની કલમ ૩૩૪ મીનો હવાલો દિધો તેનું નામ પશ્ચાતકાલનો આરોપછે એમ ગણુવું હાવાદાખલા અતીઘણા તથા પબલીક છે.

૭૪. વર્તમાનનો આરોપ વીચીત્ર પ્રકારે થઈ શકે છે.

(૧) ધર્મસંબંધી બાબતમાં જેમકે વર્તમાનમાં હયાતી મહાશયોને આચાર્ય–ઊપાધ્યાય–ગણી ઈત્યાદિની પદવી કેહેવાય છે.

(૨) રાજનીતિમાં ઈનસાફને પ્રસંગે વર્તમાનમાં જુવોકે કોઈ-એક દીવાની મુકદમાનો પક્ષકાર ખુદ પોતે ગેરહાજર હોય. તથાપી તેની વતી નીમેલો પ્લીડર હાજર હોય તો જેવી રીતે પક્ષકાર પોતે જાતે હાજર હોય તેવી રીતે ગણી ઈનસાફ આપી શકાય છે તો એ પ્રસંગે પક્ષકારની જગોએ તેની વતી નીમેલા બીજા સખસને ગણુવો. એ વર્તમાન સમયનો આરોપ જાણો.

વલી જુવોકે વર્તમાનમાં જડજ માજીસ્ત્રેટ, અમલદાર ઈત્યાદિ અનેકતરેહનાં નામ કહેવાય છે તેપણુ એમ માનો કે તે પદવીનો ઉપચાર વર્તમાનમાં થાયછે.

બીજા ભેદો નયચક્ર વિગેરે ગ્રંથોથી જાણુવા ઈહાં ગ્રંથવૃદ્ધિના ભયથી જણાવ્યા નથી.

૭૫. **નયસંબંધી પ્રશ્ન.** ચૌદમા ગુણસ્થાનવાસી પરમાત્મા જે કે મોક્ષ જવાની તૈયારીમાં છે તેમને એક અપેક્ષાથી સંસારીમાં ગણ્યા. અને નીગોદીયાજીવકે જેનું સ્વરૂપ ચક્ષુગોચર નથી. તેઓને સીદ્ધ સમાન કહ્યા. આ બેઉ વાક્યો પરસ્પર એક બીજાથી અત્યંત જુદાં પડે છે. તો પુછવાનું કે એ વાક્યો કઈકઈ નયના છે. ( એનો જવાબ ઉત્તર અધ્યાયમાં આવશે. )

## અધ્યાય ૪ થો.

### સામાન્ય પ્રશ્નો.

૭૬. પ્ર૦ ભાવમન કોને કહીયે તે તથા દ્રવ્યમન અને ભાવ મન એ બેઉવચ્ચે શું તફાવત છે તે કહો.

૭૭. પ્ર૦ ક્ષયોપશમસમકીત અસંખ્યાતીવાર આવીશકે એમ જૈનશાસ્ત્રમાં કહ્યુંછે તે અસંખ્યાતુ કિયું સમજવું.

૭૮. પ્ર૦ તિર્થંકર નામ કર્મનો ઉદય કિયા ગુણસ્થાનથી શરૂ થાય છે જો ૧૩ માજ ગુણસ્થાનથી કેહેસોતો જન્માતિશય ૪ કિયા ગુણસ્થાનમાં કેઈ કર્મપ્રકૃતી વડે થાયછે તે ઉપર વિચાર કરી ખુલાશા પૂર્વક કહો.

૭૯ પ્ર૦ સમ્યકત્વ પામ્યાપછી અર્ધપુદ્દગલ પરાવર્તન જેટલો સંસાર ઉત્કૃષ્ટો રહેછે તે પુદ્દગલપરાવર્તન દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, એ માંહેનુ તથા સૂક્ષ્મબાદરમાંહેનુ કિયુ સમજવું.

૮૦. પ્ર૦ સમકિતમોહીની પૂન્યમાંકેપાપમાં ગણાય જો તેમાં-ના ગમે તે એક ભેદમાં ગણતા હોયતો પુન્યના ૪૨ અને પાપના ૮૨ ભેદમાં કેમ ગણી નથી તેકહો,

૮૧. પ્ર૦ સમકિતમોહિની અને મીસ્રમોહિની બંધમાં નહી ગણતાં ઉદયમાંગણીછે તો બંધવિના ઉદયમાં સીરીતે આવેછે તે કહો.

૮૨ પ્ર૦ પાપસ્થાન ૧૮ માં રાત્રીભોજનસ્પષ્ટપણે ગ્રંથાંતરે જુ-દુ બતાવીને ૧૮ નો મેલ કિધોહોયતો જુદુબતાવેલોનંબર તથા ૧૮ નો મેલ સીરીતેથયો તે કહો.

૮૩. પ્ર૦ પૂન્યનાંજે ૯ સ્થાનક કહેલાંછે તેસાધુ સાધવિની

ભક્તીસંબંધી માત્ર છે યા તેમાં બિજા સમ્યકદ્રષ્ટીની ભક્તીનો પણ સ-દ્ભાવછે તેકહો.

૮૪. પ્ર૦ જીવાદિ નવ પદાર્થજાણે તેને અને નજાણે તોપણ ભાવથી સદહે યાને શ્રધારાખે તેનેપણ સમકીતહોય એમકહ્યુંછે તે કિયાકિયા સમકીત આસરી કહ્યુંછે તેકહો.

૮૫ પ્ર૦ શંકાદી પાંચઅતીચાર સમકીતના કહ્યાછે તે કિયા સમકીતને લાગુપડેછે અને તે કિયા ગુણસ્થાનથી માંડીને કિયા ગુણ-સ્થાન સુધી.

૮૬. પ્ર૦ સાધર્મીકરતાં અધીકરાગ પોતાના બંધુ પૂત્રાદિ ઉ-પર જેનેહોય તેને સમકીતનહી એમ નિચેનીગાથામાંકહ્યુછે યેમાં કિયા-સમકીતનો નકાર જાણવો.

ગાથા.

साहम्मीआउअहीओ, बंधुसुआइसुजाणअणुराओ;
तेसींनहुसम्मतं, विन्नेयं समयनीइअे॥ १ ॥

૮૭. પ્ર૦ જેમજેમ ધર્મટુટે અને જેમજેમ દુષ્ટલોકોનો અ-તીઉદય થાય તેમતેમ સમ્યક્દ્રષ્ટીજીવનુ સમકીત હુલ્લાસપામે એમ નિ-ચેનીગાથામાં કહ્યુંછે તેનુકારણ દેખાડો.

ગાથા

जहजहटुटईधम्मो, जहजहदुठांणहोइअईउदयो;
समदिठीजियाणं, तहतहउल्लसईसम्मतं.

૮૮. પ્ર૦ નિચેની ગાથામાં તેની માતાએ તેને કેમ જણ્યો. યા જણ્યો તોપણ વૃદ્ધી કેમપામ્યો કે તે ગુણીજનપર મચ્છર ધારણકરેછે કઠોર વાક્ય કેહેવાનો હેતુ સૂછે તકહો.

ગાથા

कीसोपीजणणीजाओ, जाओजणणीतोकींगयोविधी;
जइमिछरओजाओ, गुणेसुतहमछरंवहइ.

૮૯. પ્ર૦ જૈનશાસ્ત્રના હજારો ગ્રંથછે તેનોતાત્પર્યાર્થ સૂછે તે અતીસંક્ષેપમાં કહો.

૯૦. પ્ર૦ મતીજ્ઞાનના ભેદ ૨૮ અને તેના ઉત્તરભેદ ૩૪૦ કહ્યા છે તેમાં વ્યંજના વગ્રહ ઈત્યાદી અવ્યક્ત બોધછતાં તેને સામાન્યાવબોધ રૂપ દર્શનમાં નહી લેતાં જ્ઞાનમાં કેમ ગણ્યા તેનુ કારણ કહો.

૯૧. પ્ર૦ સૂક્ષ્મબોધ કોને કહીયે તેદ્રવ્યભાવથી બતાવો.

૯૨. પ્ર૦ નિશ્ચેનય તથા વ્યહારનયનુ લક્ષણ શૂ તે તથા તેનો તફાવત કહો.

૯૩. પ્ર૦ વર્તમાંનમાં જેટલામનુષ્યો ભવ્યછે તે સઘળા કોઈપણ વખતે મોક્ષજસેકેકેમ.

૯૪. પ્ર૦ તીર્થંકરનામકર્મની ઉતકૃષ્ટીસ્થીતિ સંકલેશથી બંધાય કે વિશુધીથી.

૯૫. પ્ર૦ જીનઆજ્ઞામાં વર્તવાવાળા જીવ કિયા ગુણસ્થાનમાં પામીએ.

૯૬. પ્ર૦ કિયાગુણસ્થાનમાં જીવો જાથુ ( શાસ્વતપણે ) હોય.

૯૭ પ્ર૦ બ્રિટીશકાયદામાં કહેલુ સૃષ્ટીકવિરૂધમૃત્યુ કિયા ગુણસ્થાનમાં થઈશકે.

૯૮. પ્ર૦ નીચેની ગાથામાં પુદ્ગલકરતાં કાળના સમય અનંતગુણા કહ્યા તેનુકારણ દેખાડો ગાથા. જીવાપુગલસમયા દવ્વપએસાય પજવાચેવ થોવાણુંતાણુંતા વીશેષઅહીઆ દુવેણુંતા.

૯૯. પ્ર૦ એક મુહુરતના સ્વાસોસ્વાસ ૩૭૭૩ શાસ્ત્રમાં કહ્યા છે અને દાકતરના અભીપ્રાયથી તેના ચતુર્થાસથીપણ ઓછી સંખ્યા થાયછે તેનું મીલાંન શીરીતે.

૧૦૦. પ્ર૦ શાસ્ત્રમાં છ સંસ્થાન અને છ સંઘયણ કહ્યાં છે તેમાં મોક્ષરોધક કયાં છે તે કહો.

૧૦૧. પ્ર૦ વર્તમાંનમાં આ ભરતક્ષેત્રમાં જાતીસ્મરણજ્ઞાન મનુષ્યને થાય છે કે નહી તેમજ વર્તમાંનમાં દેવતા પ્રત્યક્ષ આવે કે નહી.

૧૦૨. પ્ર૦ વર્તમાનમાં દિક્ષા સામાયક વીગેરે અભ્યાસરૂપ માંનવાનું વચન કિયા ગ્રંથમાં છે અને તેનુ કારણ શું.

૧૦૩. પ્ર૦ ચોથાવ્રતના અતીચારમાં અપરીગહીઆ ઈતર કહ્યું છે તે મૈથુન સેવનરૂપ અનાચાર જેવું છતાં અતીચારમાં કેમ ગણ્યું છે.

૧૦૪. પ્ર૦ લૌકિક ચઉદ વિદ્યાનાં નામ અને તેનો વિષય સં-ક્ષેપમાં કહો.

૧૦૫. પ્ર૦ કેટલા પ્રકારના પુરૂષ અને સ્ત્રી દિક્ષાને અયોગ્ય છે તે અને નપુષકનું યોગ્ય અયોગ્યપણું કહો.

૧૦૬. પ્ર૦ કૃષ્ણુ મહારાંજને કિયુ સમકીત છે.

૧૦૭. પ્ર૦ એકેંદ્રીમાર્ગણાએ શાસ્વાદનગુણઠાંણે મનુષાયુ અને તીર્યંચાયુ બાંધેકેનહી.

૧૦૮. પ્ર૦ અતીક્રમ. વ્યતીક્રમ. અતીચાર. અનાચારનુ સ્વરૂપકહો

૧૦૯. પ્ર૦ અપવાદ કોઈઅપેક્ષાથી ઉતસર્ગમાં ગણાય અને ઉતસર્ગ કોઈઅપેક્ષાથી અપવાદમાં ગણાયકે કેમ.

૧૧૦. પ્ર૦ સર્વાર્થસીધ વિમાંનના આયુબંધનો સ્વામીકોણ.

૧૧૧. પ્ર૦ કોઈકારણસર નીર્જરાનોભાગ સાતમાગુણસ્થાંન કરતાં પાંચમા ગુણસ્થાંનમાં વધેકે કેમ અને તે સા કારણથી.

૧૧૨. પ્ર૦ નયનેપ્રમાણકહેવીકે અપ્રમાંણ.

૧૧૩. પ્ર૦ અનંતાનુબંધી કષાંયની સત્તાવિના મિથ્યાત્વ ગુણ-સ્થાન હોય હેવુ કોઈકારણ બતાવો.

૧૧૪. પ્ર૦ ક્ષપકશ્રેણીમાં અને ઉપશમશ્રેણીમાં કેટલાજીવ એકસમયમાં ઉત્કૃષ્ટપણે હોઈસકે.

૧૧૫. પ્ર૦ દ્રવ્યધર્મ અને ભાવધર્મ કોનેકહીયે.

૧૧૬. પ્ર૦ ભાષાસુમતાનીવખતમાં વચનગુપ્તી સીરીતેહોય.

૧૧૭. પ્ર૦ સાધુ સંબંધી ઉપગરણ ૧૪ કિયા ગ્રંથાભિપ્રાયથી ઉતસર્ગમાંકે અપવાદમાં ગણ્યાં છે,

૧૧૮ પ્ર૦ ધ્યાન અને લેશ્યામાં સુંતુફાવત છે તથા તે બેઉને મલતાપણું કયે પ્રસંગે છે.

૧૧૯ પ્ર૦ શાસ્ત્રમાં અવધીજ્ઞાનને સંબંધે જેમ અવધીદર્શન કહ્યુંછે તેમ મનપર્યવજ્ઞાનને સંબંધે મનપર્યવદર્શન કેમ નહીકહ્યું તેનુ-કારણ કહો શાસ્ત્રાનુસાર.

૧૨૦. પ્રા૦ અઠાવીસપ્રકારની લબ્ધીમાં ભવ્યસ્ત્રીને કેટલી નિ-ષેધીછે તેમજ અભવ્યનુ પણ કહો.

૧૨૧. પ્ર૦ દિપકના અજવાલામાં જીવછેકે અજીવ.

૧૨૨. પ્ર૦ શાસ્ત્રમાં કલંકીવિસે કેહેછે તેનુસીરીતેસમજવું.

૧૨૩. પ્ર૦ સામાયકના ૩૨ દોષ જે કહ્યાછે તે દ્રવ્ય તથા ભાવથી સીરીતેસમજવાં.

૧૨૪. પ્ર૦ (૧૯૭૫૦૦૦૦) એટલી કુળકોડી શાસ્ત્રમાં કહીછે એમાં કુળ તથા કોડીનો અર્થ સૂંછે.

૧૨૫. પ્ર૦ વેદનો ઉદય મોહીનીકર્મ સિવાય બીજાકોઈ કર્મના ઘરનો કહીસકાય કે કેમ અનેતે કયાસંબંધે.

૧૨૬. પ્ર૦ પાંણીના એકબીદુમાં જીવ અસંખ્યાતા કહ્યા તેમજ સઘળા સમુદ્રનુ પાણી એકત્રગણતાં તેમાંપણ અસંખ્યાતા જીવો અપકાયના કહ્યા તેની સમજ સીરીતે.

૧૨૭. પ્ર૦ કેટલી લેસ્યામાં શ્રાવકપણું યાને દેશવીરતી પ્રાપ્તથાયછે અને દેશવિરતી પણુંછતાં કેટલીલેસ્યા હોઈશકે તે તેના કારણ સાથે કહો.

૧૨૮. પ્ર૦ તીર્યંચનીગતી પાપમાં છતાં તીર્યંચનુઆયુ પુણ્યપ્રકૃતીમાં ગણ્યુછે તેનુ કારણશું.

૧૨૯ પ્ર૦ તેરમા ગુણઠાંણે તેની ઉતકૃષ્ટસ્થિતી સુધી કિયું ધ્યાનછે.

૧૩૦. પ્ર૦ તીર્થંકરને રોમ, કેશ, નખ વધે નહી એ અતીશય કયારથી થાય છે.

૧૩૧. પ્ર૦ દેવતાને નિદ્રાના ઉદયનું સી રીતે છે.

૧૩૨. પ્ર૦ કેવલીને કિયું મન છે.

૧૩૩. પ્ર૦ પંચેદ્રીને ૪ પ્રાંણ કહી શકાય હેવો હેતુ બતાવો.

૧૩૪. પ્ર૦ સમ્યક્ત્વ પાંમ્યા પછી ઉતકૃષ્ટ સંસાર અર્ધ પુદ્ગલ પરાવર્તન રહે એ વચન કિયા અનુક્રમથી લાગુ પડેછે.

૧૩૫. પ્ર૦ ભવ પુદ્ગલ પરાવર્તન કોને કહીયે.

૧૩૬. પ્ર૦ સમકીત સહીત નરકે જાય અને ન જાય હેવાં કારણો કહો.

૧૩૭. પ્ર૦ ચઊદ રાજલોક કેહેવાય છે તેમાં (રાજ) એ શબ્દવડે શું સમજવું.

૧૩૮. પ્ર૦ એક રાજના ત્રીછા લોકમાં ધીપસમુદ્ર અસંખ્યાતા કહ્યા છે તે અસંખ્યાતુ કિયું સમજવું.

૧૩૯, પ્ર૦ ચઊદ રાજલોકનું એકંદર માપ સાત રાજના ઘનાકારથી ગણતાં ઘનરજ્જુ ૩૪૩ થાય છે અને જુદે જુદા ક્ષેત્રના માનને અનુસરીને ખાંડવાં ગણતાં ઘનરજ્જુ ૨૩૯ થાયછે તેનું રી રીતે.

૧૪૦. પ્ર૦ ચઊદ રાજલોકની આદિ ક્ષેત્રથકી ક્યાંથી ગણવી.

૧૪૧. પ્ર૦ જે ત્રસનાડી કેહેવાય છે તેનો મધ્યભાગ ક્યાં છે.

૧૪૨. પ્ર૦ અઢીધીપના મનુષ્યની સંખ્યા કેટલી કહી છે તે કહો અને તે આંક માલુમ નહી હોય તે વેલાએ ગણીતવડે નિકળી આવે હેવી કોઈ કુંચી બતાવો.

૧૪૩. પ્ર૦ સાધારણ વનસ્પતીમાં વ્યવહારરાસી નિગોદની જીવાયોની કેટલી છે.

---

# અધ્યાય ૫ મો.

## જૈન શાસ્રને લગતી વિશેષ પ્રશ્નાવળી.

૧૪૪. આ નીચેનાં પ્રશ્નોના જવાબો માટે આ પુસ્તકની પેહેલી આવૃતી તથા જ્ઞાનચર્ચા જિજ્ઞાશા એ બેઊ બહાર પાડેલાં પુસ્તકો દ્વારા તથા બીજી રીતે (મુંબઈમાં) જાહેર ખબરો ચોડીને ઘણી મુદતથી માગણુ કિધા છતાં અદ્યશોશ કે પંડીત નામધારક મહાશયોમાં કોઈની તરફથી એ પૈકીના કોઈપણ જવાબો અદ્યાપિ સુધી હાંસલ થયા નથી તેમ તે જવાબો નહી મલવાનુ પાકુ કારણ શું છે તે પણ તેઊની તરફથી જણાવવામાં આવ્યુ નથી તેથી ત્રીજીવાર નીચે મુજબ માગણુ કરવામાં આવે છે.

૧૪૫. નીચે કહેલાં પ્રશ્નોના પૂર્ણ જવાબો સંતોષકારક જે મહાશય તરફથી ટુંક મુદતમાં મળશે તેમનો મ્હોટો ઉપકાર ગણવાની સાથે એમ માનવું જોઇએ કે વર્તમાનમાં તેઓ સાહેબ જ્ઞાનાલયમાં વિશેષે કરીને વાસ કરે છે અને ઉચિત છે કે તે મહાપુરૂષને આ ક્ષેત્ર સંબંધી વર્તમાન કાળાનુંસાર જૈનશાસ્રની બાબતમાં જ્ઞાનાધ્યક્ષ તરીકે સમજવા.

૧૪૬. જે જે પ્રશ્નો આ પુસ્તકમાં જણાવેલાં છે તથા બીજી રીતે હવે પછી જે જણાવવામાં આવશે. તે સઘળાં પ્રશ્નોના પૂર્ણ

જવાપ સંતોષકારક જે મહાશય તરફથી મને ( આ ગ્રંથકર્તાને ) મળી શંકશે તેમની પાસે સામાચારીની તુલના પૂર્વક જ્ઞાનાભ્યાસ કરવાને આ ગ્રંથકર્તા બહુ ઉમેદ રાખે છે અને સંસાર સંબંધી દુઃખદાયક કૃત્યોની નિવૃતીનો ઉપાય કામે લગાડવાના કારણસર તેઊ સાહેબને વર્તમાનમાં પાકા સાધનભૂત સ્પેસીઅલ યાને ખાસ જ્ઞાન ગુરૂ તરીકે સમજવામાં આવશે એનો અર્થ દીક્ષા ગુરૂ કરતાં પણ અધીકરૂપે જાણવો.)

## પ્રશ્નો.

૧૪૭. (૧) જે સાત કુવ્યસન કેહેવાય છે તેનુ દ્રવ્ય તથા ભાવથી સ્વરૂપ અને તેનાજ ફક્ત ત્યાગના નિયમ સંબંધે શું શું અતીચારો લાગે તેનાં નામ બતાવો ૧૨૪ સીવાય તથા આટાનો ભક્ષકાળ કેટલો તે કહો.

૧૪૮. (૨) નીચે કહેલી ઉતસર્ગ અપવાદની ખડ્ભંગીનું નિશ્ચે તથા વ્યવહારથી સ્વરૂપ યાને ૧૨ બારપ્રકાર એક બીજાના તફાવત સાથે બતાવો.

૧ ઉતસર્ગ. ૨ ઉતસર્ગોતસર્ગ. ૩ ઉતસર્ગઅપવાદ.
૪ અપવાદ. ૫ અપવાદઅપવાદ. ૬ અપવાદોતસર્ગ.

૧૪૯ (૩) નૈગમાદિ ૭ નયના ૭૦૦ ભેદ કયા કયા છે. તેની પૂર્ણ તપસીલ બતાવો.

૧૫૦. (૪) ચોરાસીલાખ જીવા યોનીમાં કોઈની બે લાખ કોઈની ચાર લાખ તો કોઈની સાત લાખ દશ લાખ ચઊદ લાખ એમ જુદી જુદી સંખ્યા કહી છે તે કમી જાસ્તી કિયા ગણિતવડે કેહેવામાં આવી છે અને તે શા કારણથી તેનો વિશેષે કરીને ખુલાસો બતાવો.

૧૫૧. (૫) અઢીધીપના મનુષ્યની સંખ્યા ૨૯ ઓગણત્રીસ આંકની જે કહી છે તેટલા મનુષ્ય અઢીધીપના ક્ષેત્રમાં માઈ સકતા નથી, અને અજીતનાથ સ્વામીના વખતમાં ઉત્કૃષ્ટ સંખ્યા મનુષ્યની હતી એમ કેહેવામાં આવ્યું છે તે વખત પ્રમાણે દેહાદિના સૂમારે ક્ષેત્ર મેળવતાં મ્હોટો તફાવત પડે છે તે હેવો કે દરેક મનુષ્યના વિભાગે એક પ્રમાંણુ આંગુલ પૂરતી જમીન પણ આવતી નથી તો તેનું સી રીતે સમજવું એના ઉતરમાં કદાપી હેવો વીચાર જસે કે

મનુષ્યમાં સ્ત્રી પુરૂષના સંયોગે કરી ઉત્કૃષ્ટ નવલાખ સુધી ગર્ભજ મનુષ્યની ઉત્પત્તી શાસ્ત્રમાં કહી છે તે સૂક્ષ્મ છતાં સદરહુ ૨૯ આંકની ગણતીમાં તેઓનો સમાવેસ લેવો પણ એ સંબંધી ઘણા સવાલો ઉઠે છે જેથી વિશેષે કરીને સંતોષકારક બીજા ખુલાસાની આવશ્યકતા છે શાસ્ત્ર લેખસહ.

૧૫૨. (૬) ચઉદ રાજલોકમાં જુદેજુદા સ્થાંનવાર ગણીત કરી એકત્ર કરતાં કૂલ ઘનરજ્જુ (૨૩૯) થાય છે અને સાત રાજના ઘનાકારથી ગણતાં ૩૪૩ ઘનરજ્જુ થાય છે તે તફાવતનું નીરાકરણ સી રીતે યાઃ કિયું ખરૂં તે કહો આ બાબતમાં ધર્મતત્વભાસ્કરમાં જે જવાપ આપેલો છે તે સિવાય વીશેષે કરીને સંતોષકારક નીરાકરણ ભરેલો જવાપ જોઇએ.

૧૫૩. (૭) આવતી ચોવીસીમાં કૃષ્ણમહારાજ તીર્થંકર થવાની બાબતમાં શાસ્ત્રમાં કોઇ ઠેકાણે બારમા તીર્થંકર થવાનું અને કોઇ ઠેકાણે તેરમા તીર્થંકર થવાનું કહ્યું છે તેનું નિરાકરણ સી રીતે વળી અનુક્રમે તીર્થંકર થવાનો અંતર જોતાં બારમા તીર્થંકર થવા માટે ૧૬ સોલ સાગરોપમ અને તેરમા તીર્થંકર થવા માટે છેતાલીસ સાગરોપમ એ સુમારનો અંતર જોઇયે. અને જે ત્રીજી નરકેથી આવવાનું તેની સ્થીતિ સાતસાગરોપમ. એમ મ્હોટો ફરક પડે છે તેનું મીલાંન સી રીતે એમાં બારમા અને તેરમા એ બેઉ પૂર્વાનુપૂર્વી અનુક્રમે ગણ્યા છે.

૧૫૪. (૮) સ્ત્રીને અમુક અમુક સંઘયણ હોય હેવો કોઇ સ્પષ્ટલેખ શાસ્ત્રમાં બતાવો.

૧૫૫. (૯) કલંકી વિસેનો નિસંદેહખુલાસો શાસ્ત્રલેખસહીત બતાવો નિર્ણયકારક ( આવાસે ધર્મતત્વભાસ્કરમાં જે કહેલું છે તે શીવાય )

૧૫૬. (૧૦) ચોરાશીલાખ જીવાયોનીમાં નિત્યનિગોદની અને અનીત્યનિગોદની જીવાયોની કેટકેટલી છે તે કોઇ ગ્રંથના લેખસહીત કહો.

૧૫૭. (૧૧) સીધનાજીવ કિયેઅનંતે છે (નવભેદ અનંતાના છે તેમાંહેનો ગમેતેભેદ કહો.) જો પાંચમુ અનંતુ કોઇલેખકવડે કહેસોતો અતીતકાલ કેટલો ગયોછે અને સિદ્ધગતિમાં જવાનો અંતર

કાલ ઉતકૃષ્ટો અને જધન્ય કેટલોછે તેનો વિચારકરી અતીતકાળનું અને સિદ્ધનું મીલાંન શીરીતે થાય તે કહેસો જો. એમ માનોકે આઠમા અનંતાજેટલો કાળગયોતો સિદ્ધનાજીવ કિયા અનંતામાં ગણવા.

અનેહવેપછી જ્યારે અનાગતકાળમાંથી આઠમાઅનંતાજેટલો બીજો કાળ પુરોથાય ત્યારે સિધના જીવો કિયાઅનંતે ગણવામાં આવે તેકહો.

૧૫૮ (૧૨) આ ક્ષેત્રમાં વર્તમાનમાં સમચઉરસસંસ્થાન બાદ કરીને બીજાં પાંચ સંસ્થાન માહેનાં કેટલાંસંસ્થાન મનુષ્યને હોઈશકે.

૧૫૯ (૧૩) અગુરૂલઘુપર્યાય કે જેનુચક્ર બારપ્રકારનું ફર્યાં કરેછે તેનુ સ્વરૂપ સંતોષકારક સમજવામાં આવે તેમ ચોકસરીતે કહો.

૧૬૦ (૧૪) દ્રવ્યપર્યાય દ્રવ્યવ્યંજનપર્યાય. ગુણપર્યાય ગુણવ્યંજનપર્યાય. સ્વભાવપર્યાય. વિભાવપર્યાય. એનુસ્વરૂપ આગમસારમાં અને નયચક્રમાં ઉલટપાલટ કહ્યુંછે તેની સમજ શીરીતે તે તેના હેતુ પૂર્વક કહો.

૧૬૧. (૧૫) મનુષ્યનો ભવ દશ દૃષ્ટાંતેકરી દોહીલો યાને મોક્ષનાકારણરૂપી કેહેવાય છે અને મોક્ષના સાધનનો ઉપાય યોજવાને પ્રસંગે મનુષ્યનાભવમાં બીજા જીવોને આવવાનો પ્રતીબંધ થાય છે તો તે બાધ નઆવે એવું તેનું નીરાકરણ સંતોષકારક કહો જવાપ હેવોજોઈયે કે તેઉપરથી એવીશેફરી સવાલ ઉઠવાનું કારણ નહી રહે.

૧૬૨. (૧૬) ભવ્યસ્ત્રીને દશપ્રકારની લબ્ધીનો નિષેધકર્યો છે તેમાં પુર્વધરની લબ્ધી જે શ્રુતજ્ઞાનનોભાગછે તેપણ સ્ત્રીને નહોય એમકહ્યુછે તોપછી સંપૂર્ણજ્ઞાન (કેવલજ્ઞાંન) તેને થઈ શકે હેવી યોગ્યતા કયાકારણસર અને સૂંહેતુથી લાગુપડે તે તથા એ બેઊવચનો કેટકેઈ નયનાંછે અને તેમાં સૂં રહસ્ય રહેલોછે તે બતાવો આ સંબંધમાં પ્રથ્થીવેયા હુંતિચાલીસા (સ્ત્રીવેદે ૪૦ સિદ્ધથાય) એમ આશાંબરમતનુ વચન કેહેવાંયછે તેના ગુઢાર્થનુ સ્પષ્ટીકરણ કરો.

૧૬૩. (૧૭) આ ભરતક્ષેત્રના મનુષ્યોમાં કોઈને વર્તમાનમાં નીચેલખેલી વસ્તુનીપ્રાપ્તી થઇશકેકેનહી,

૧. ક્ષાયકસમકિત ૨. જાતીસ્મરણજ્ઞાન ૩. અવધીજ્ઞાન તથા દેવતા પ્રત્યક્ષઆવેકેકેમ તેકહો.

૧૬૪. (૧૮) નિચેકહેલી બાબતોમાં પુર્વાપર વિરોધ નઆવે એવા ખુલ્લાસાપૂર્વક તેનુનિરાકરણુ બતાવો આગ્રંથમાંહે પ્રશ્નોત્તરમાં જેજવાપ આપેલોછે તેશિવાય.

(૧.)દેવતાનીઆંખો મિચાયનહી તોપછી તેને નિદ્રાનોઉદય વિપાકે સીરીતેહોય.

(૨.) તીર્યંચનીગતિ પાપનાભેદમાંછતાં તીર્યંચનુઆયુ પુન્યના-ભેદમાં ગણ્યુંછે તેનુકારણસ્રૂ.

૧૬૫. (૧૯) દિવાનુઅજવાલું તે જીવકેઅજીવ કેહેવાય એ-વિશે આગ્રંથમાંહે પ્રેશ્નોત્તરમાં જેકહ્યુંછે તેસિવાય ખુલાસો નિરાકરણ-રૂપે બતાવો.

૧૬૬. (૨૦) એકંદર નિન્હવ કેટલા અનેતે કોણકોણ ક્યારે ક્યારેથયા તથા તેમાં મુખ્યકોણ તે ચોકસકહો જો સાતથી વધારે કેહેસોતો સૂત્રમાં ૭થી વધારે કેમ નહીકહ્યા તે બતાવો.

૧૬૭. (૨૧) શાસ્ત્રમાં એકમુહૂર્તનાશ્વાસો શ્વાસ ૩૭૭૩ કહ્યાછે અને દાકતરનાઅભિપ્રાયથી તેના ચોથા પાંચમાભાગજેટલા કેહેવાયછે તેનુ નીકારણ સીરીતે તે સંતોષકારક કહો ( આગ્રંથમાં પ્રશ્નોતરમાં એવિસેજે કહેલું છે તેસિવાય.

૧૬૮. (૨૨) નપુશકવેદનો ઉદય નગરદાહસમાન કહ્યો તેનો પ્રત્યક્ષદાખલાથી નીર્ણય બતાવો.

૧૬૯. (૨૩) જેને કર્મનો બંધ નથી લેશ્યાનથી યોગનીપ્રવૃ-તીનથી તેને સંસારીમાં ગણ્યા અને જેને સમકિતનથી તેમ સમકીતની પ્રાપ્તીનાં કારણમાંહેનુ કોઈપણ કારણનથી મોક્ષનીકાંઈપણ સામગ્રીનથી તેને સીધસમાન ગણ્યા એબેઉવાકયો એકજનયમાં સમાય હેવો અને જુદીજુદીનયનાં કેહેવાય હેવોમાર્ગ શાસ્ત્રાધારસહ બતાવો.

૧૭૦. (૨૪) ઉપદેશમાળા ધર્મદાસગણી કૃત મૂળ ગાથા ૫૪૦) ઉપ્રાંત વધારાની ચાર ગાથા કેઈ કેઈ છે અને તે પ્રક્ષેપ કોણે ક્યારે કરી તે તેના ખાસ કારણ સાથે કહો.

૧૭૧. (૨૫) દેવેંદ્રસૂરી કૃત પાંચ કર્મ ગ્રંથો અને પૂર્વાચાર્ય કૃત છઠો કર્મ ગ્રંથ એ બેઉ વચ્ચે શું શું તફાવતો છે તે તેના કારણ સાથે કહો.

૧૭૨. સદરહુ પ્રશ્નોના જવાબો વિસે આ નીચે કહેલી શર્તો લાગુ પડે છે.

( ૧ ) જવાબો લેખી હોવા જોઇએ તથા તે નીચે તારીખ સહીત જવાબ દેનાર મહાશયના હાથદસકતની સહી જોઇયે.

( ૨ ) પ્રશ્નકાહાડનારના તેમજ જવાપદેનારના બનાવેલાનહોય હેવા જૈનગ્રંથોમાં લખેલાઅક્ષરાનુસાર તે સઘળાપ્રશ્નોના યથાર્થજવાપો પૂરીરીતે જોઈએ અને હેવા અક્ષરવિના કોઈપણજવાપ નહીજોઈયે.

( ૩ ) ગળીતાનુયોગ સંબંધે કહેલુ લંખીવાક્ય ગણીતથીવિપરીત યા જુદુપડેતો ગણીતનેઅનુસરીને તેનુ મીલાંન કરીદેવુજોઈમે.

( ૪ ) આ બાબતમાં બેવાર નિમેલી મુદત વિતી ગએલી છે તો પણ આ ઉપરથી ત્રીજી વારની મુદત તા. ૨૫ મી જુન સન ૧૮૮૯ સુધીની જાણવી.

નારણ હીરાચંદ કાનૂની યાને ગ્રંથકર્તા.



## અધ્યાય ૬ ઠો.

### સામાન્ય અભ્યાસી યોગ્ય સુગમ પ્રશ્નો.

૧૭૩. ધર્મતત્વ ભાસ્કર યાને જૈનધર્મ સબંધી કાયદાની પેહેલી આવૃતીની પેહેલી કલમમાં અને ધર્મતત્વ ભાસ્કર યાને ધર્મ કાનૂન ( જે હિન્દુસ્તાની ભાષામાં છે તે ) ની બીજી કલમમાં ( ધર્મ ) એ શબ્દનો અર્થ એક સરખો નહી કહેતાં જુદે જુદો કેમ કહ્યો છે તેનું યથાયોગ્ય કારણ કહો.

૧૭૪. રાત્રી ભોજન ગ્રંથાંતરે સ્પષ્ટ રીતે છઠા પાપ સ્થાનમાં ગણીને ૧૮) પાપસ્થાંન કહેલાં છે એમ ધર્મતત્વ ભાસ્કર નામ ગુજરાતી ભાષાના પુસ્તકમાં જણાવ્યુ છે તે પૂર્વાચાર્યકૃત જે મહાન ગ્રંથના આધારથી લખ્યુ છે તે ગ્રંથનું નામ જૈની ભાઈઓમાં જ્ઞાનની જીજ્ઞાશા લાવવાનાં હેતુથી બતાવ્યુ નથી માટે સદરહુ દાખલા પૂર્વક તે ગ્રંથનુ નામ કહો.

૧૭૫ પચખાંણ માંહેના (અશંણં) શબ્દનો ખાસ શબ્દાર્થ ચોકશ કહો. શાસ્ત્ર લેખથી.

૧૭૬ કેવળજ્ઞાન વિના સિદ્ધ થવાતું નથી એટલે કેવળજ્ઞાનનો વિછેદ કહેવામાં આવે તો સીદ્ધ થવાનો વિછેદ માંની શકાય તેમ છતાં જંબુસ્વામી પછી જે દશ વસ્તુ વિછેદ ગયાનુ, શાસ્ત્રમાં કહ્યું છે તેમાં કેવળજ્ઞાન તથા સિદ્ધ થવાનુ એ બેઉ નામ શા માટે જણાવવાં પડયાં છે અને તેમા શું ભાવાર્થ રહેલો છે તે કહો.

૧૭૭ નોઈંદ્રી દ્રવ્યથી તથા ભાવથી કોને કહીએ તે તેના કારણ સાથે કહો.

૧૭૮ ઉત્તમ વિજયજી કૃત સંજમ શ્રેણીનુ સ્તવન વાંચીને તેની યથાર્થ સમજુતી બતાવો.

૧૭૯ પીનલકોડ કલમ ૪૦૫ માં સાપ્રાધ વિશ્વાસઘાતનો જે ગુન્હો બતાવેલો છે તે ગુન્હો જૈનશાસ્ત્રમાં કહેલાં ૧૮ પાપસ્થાંન માંહેના કિયા ભેદમાં મુખ્યતા એ ગણવામાં આવે તે કહો.

૧૮૦ ઉપાદાન ઉપાદાનકારણ અને ઉપાદાનકાર્ય એની વ્યાખ્યા કહો.

૧૮૧ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, એ ચાર નિક્ષેપાથી વધારે કીયા તે બતાવો.

૧૮૨ ઠગાઈ અને મીલકતનો સાપ્રાધ ખોટો ઉપયોગ કે જેની વ્યાખ્યા પીનલકોડમાં છે તે ગુન્હાઓ જૈનશાસ્ત્રમાં કહેલાં અઢાર પાપસ્થાંન મધ્યે મુખ્યતાએ કિયા પાપસ્થાંનમાં ગણાય.

૧૮૩ મહાવિદેહક્ષેત્રના મનુષ્યનુ આયુ, બાંધ્યા પછી ક્ષાયીક સમકિત પામે તો તે કેટલા ભવે મોક્ષ જાય.

૧૮૪ સમકિત દ્રષ્ટી દેવતા વર્તમાનમાં ભરતક્ષેત્રના મનુષ્યપણે જન્મે કે કેમ.

૧૮૫ સમકિતી જીવ ત્રશ પ્રાંણીનો ઘાતઘાત કરતાં સમયે આયુ બાંધે તો તે કોનુ બાંધે.

૧૮૬ ક્રસ્ન લેશ્યામાં સમકિતી માંણુસ દેવતાનું આયુ બાંધે કે કેમ અને જો બાંધે તો કઈ નિકાયનું.

૧૮૭ તીર્થંકર નામ કર્મની સત્તા મિથ્યાત્વ ગુણઠાંણે છતાં

શાસ્વાદને કેમ નહી તેનું કારણ દેખાડો.

૧૮૮ ઉપશમ સમકિતી માણસ શાસ્વાદન વિના પ્રભાર્થી મિથ્યાત્વ ગુણુઠાંણે જઈ શકે કે કેમ અને તે કેવે પ્રસંગે.

૧૮૯ નિત્ય અનિત્યાદિ આઠ ભેદ છે તેના નિશ્ચે વ્યવહારથી ૧૬ સોલ ભેદનું સ્વરૂપ કહો.

૧૯૦ બારમા ગુણુઠાંણે નિદ્રા તથા પ્રચલાનો ઉદય કર્મગ્રંથે ગણ્યો છે તેનું શીરીતે સમજવું.

૧૯૧ સીધ મહારાજ સયોગી કેહેવાય દેવું કોઈ નય વાકય લખેલુ હોય તો બતાવો કારણસહ.

૧૯૨ મનુષ્ય વધારે કે દેશવીરતીવાળા જીવો વધારે તે તેના કારણુ સાથે કહો.

૧૯૩ શાતાવેદની અવિછીનપણે કેટલા કાળ સુધી બાંધે જાય તે ઉત્કૃષ્ટપણે કહો.

૧૯૪ ઉંચ ગોત્રનો ધ્રુવોદય કિયા ગુણુસ્થાનથી તે તેના કારણુ સાથે કહો.

૧૯૫ ક્રોધ માન માયા લોભ એ રાગમાં કે ધ્વેશમાં ગણાય તે નય પૂર્વક કહો.

૧૯૬ છ લેશ્યા છઠા ગુણુસ્થાન સુધી અને બીજી રીતે ચોથા ગુણુસ્થાન શુધી કહી છે તેનું કારણુ કહો.

૧૯૭ તીર્થંકરની રૂપ વાણી જે છે તે ૩૪ અતીશય મધે કયા અતિશયમાં સમાય.

૧૯૮ મીસ્ર ગુણુઠાણું અને અનાભિગ્રહ મિથ્યાત્વ એ બેનો તફાવત કહો.

૧૯૯ શાસ્વાદન ગુણુઠાંણે એકેંદ્રી માર્ગણાંએ આયુ બંધ છે કે નહીં તે તેના કારણ સાથે કહો.

૨૦૦ પુદ્ગલાનંદી અને ભવાભીનંદી એ બેમાં શું તફાવત છે તે તેનાં ગુણુઠાંણાં સહ કહો.

૨૦૧ અપૂર્વ કરણુમાં કેટલાં ગુણુઠાણાં હોઈ શકે.

૨૦૨ અપૂર્વ કરણુ અને અપૂર્વ કરણુ ગુણુઠાણું એ બેમાં શું તફાવત છે.

૨૦૩ ચઉદમા ગુણુસ્થાનનો જઘન્ય કાળ કેટલો.

૨૦૪ કારક સમકિત કિયા ગુણુઠાંણે તે તેનાં કારણુ સાથે કહો.

૨૦૫ મિથ્યાત્વ ગુણઠાંણે સમકિત શબ્દ કઈકઈ બાબતમાં શું હેતુથી લાગુ પડે છે.

૨૦૬ મિથ્યાત્વ શાસ્વાદન એ બેમા સંકલેષ્ટ પરીણામી કોણ.

૨૦૭ મીસ્ર ગુણઠાણાંવાળાને શંસાર પરિભ્રમણ કાળ કેટલો અને તે શુકલપક્ષી કે ક્રસ્નપક્ષીમાં ગણાય.

૨૦૮ જૈનમાર્ગાનુસારી શુકલ કે ક્રશ્નપક્ષીમાં ગણાય અને તેને શંસાર પરિભ્રમણ કાળ કેટલો.

૨૦૯ મિથ્યાત્વથી પરભાસ્યા મીસ્ર ગુણઠાંણે જઈ શકે કે કેમ અને તે સાદી કે અનાદી મિથ્યાત્વી.

૨૧૦ વેદની વિના ૭ કર્મની પાપ પ્રકૃતી ભોગવવામાં અને અશાતા વેદની ભોગવવામાં શું તફાવત.

૨૧૧ વિદ્યાની કમાઈ અને જ્ઞાનની કમાઈ એકજ ગણાય કે કેમ. કાંઈ ભીન્નતા કહેશોતો તેનો તફાવત બતાવો તથા વિદ્યા એ જ્ઞાનમાં સમાયક કે કેમ તે કહો.

૨૧૨ અઢાર પાપસ્થાન મધે મૃખા અને માયામૃખા એ બેઉ વચ્ચેના તફાવત સાથે તે બેઉને લાગુ પડતા પીનલકોડના ગુન્હા બતાવો.

૨૧૩ અર્પીત તથા અર્પીતનય સાતનય મધ્યે કેઈ કેઈ નયમાં સમાય તે તેના તફાવત પૂર્વક કહો.

૨૧૪ આરોપ નૈગમ અને ઉપચરીત વ્યવહાર નયમાં શું તફાવત છે.

૨૧૫ પીનલકોડમાં કહેલા વિશ્વાસઘાતમાં અને અઢાર પાપસ્થાન મધેના અદતદાનમાં શું તફાવત છે તેમજ ઠગાઈ અને અદતાદાનનું પણ કહો.

૨૧૬ જેને સમભીરૂઢ નય સીધ કહે તેને સંસારીમાં ગણનારી નય બતાવો.

૨૧૭ નૈગમ અને સમભીરૂઢ એ બેઉનો અભીપ્રાય મળતો આવે હેવો કોઈ એક દાખલો બતાવો.

૨૧૮ કર્મ પ્રક્તી ૧૫૮ માં વિસંયોજના કોની થઈ શકે.

૨૧૯ નય અને સપ્તભંગીમાં શું તફાવત છે તે કહો તે તથા નયની સપ્તભંગી ન થઈ શકે તો તેનું કારણ કહો.

૨૨૦ વર્ણાદિ ૨૦ માં શુભ અશુભ કોણ કોણ અને તે શું અપેક્ષાથી કહેવાય.

૨૨૧ તીર્યંચનું આયુ અને તીર્યંચની ગતીમાં શું તફાવત છે.

૨૨૨ નીચલાં ગુણઠાંણાં કરતાં ઉપરલે ગુણઠાંણે ઓછી પ્રકૃતીનો બંધ એ એક સામાન્ય નીયમ સબંધે લાગુ પડે હેવો કોઈ એક યા અનેક અપવાદ બતાવો.

૨૨૩ સમક્તિની ૧૦ રૂચી અને રોચક સમક્તિ એ ભિન્ન કે અભિન્ન કેહેવાય.

૨૨૪ તેરમે-ચઉદમે ગુણઠાંણે ઉદયાપેક્ષાએ કેટલાં તત્વ પામીએ.

૨૨૫ છીંક ઉધરસ તોપ બંદુક એવા શબ્દો શ્રુત જ્ઞાન મધ્યે કયા ભેદમાં ગણાય.

૨૨૬ વાટે વેહેતા યાને બીજા ભવમાં જતા જીવને દશ પ્રાંણ માંહેલા કેટલા પ્રાંણ હોય તથા દર્શાણ કેટલાં શું હેતુથી કહેવાય.

૨૨૭ ઈંદ્રી ઉદ્દેશ પડીમા એ શબ્દોનો અર્થ ટુંકામાં કહો.

૨૨૮ નવ તત્વ મધ્યે તથા ચઉદ ગુણઠાંણાં મધ્યે વર્તમાનમાં આ ભરતક્ષેત્રમાં અને મહાવિદેહ ક્ષેત્રમાં કેટકેટલાં હોય—

૨૨૯ જેણે તીર્થંકર નામકર્મ ઊપાર્જ્યું હોય તેને તેજ ભવે વિપાકે ઉદયમાં આવી શકે કે કેમ.

૨૩૦ દિક્ષા અને મોક્ષ સબંધી લાયક ગેરલાયક પણા વીશે કૃત્રીમ અકૃત્રીમ નપુષકનું સ્પષ્ટિકરણ બતાવો.

૨૩૧ અઢાર પ્રકારના પુરૂષ તથા વીશ પ્રકારની સ્ત્રી દિક્ષાને અયોગ્ય એ નીયમ સંબંધે વર્તમાનમાં રાજ્ય કાયદાથી વીચારમાં લેવા યોગ્ય શું શું બાબતો છે તે કહો.

૨૩૨ સાધુ વેષ ધારણ કિધા બાદ શું ખામી આવે તો તેથી આચાર્ય પદ દેતાં બાધ આવે તે કહો.

૨૩૩ ભાવજ્ઞાની શબ્દ સમભીરૂઢ તથા એવંભૂત નયથી કોને કહીયે.

૨૩૪ સીધનું દ્રવ્ય અનંતર તથા પરંપરા કોને કહીયે.

૨૩૫ નવતત્વ મધ્યે કિયા કિયા ગુણઠાણે કેટકેટલાં તત્વ હોઈ શકે તથા તે દરેક ગુણઠાંણે નવ તત્વ માંહેના પેટાભેદ કેટકેટલા હોઈ શકે.

૨૩૬ ગર્ભજ મનુષ્ય ગર્ભમાં ઉત્પન્ન થયા બાદ તેને વૈક્રીય

લબ્ધીનો ઊદય કમતીમાં કમતી કેટલી મુદતમાં થઈ શકે.

૨૩૭ ગુણ અને પર્યાય એ બેઉ વચ્ચે શું તફાવત છે તે તેનાં લક્ષણ પૂર્વક કહો.

૨૩૮ શબ્દ નય અર્થ ગ્રાહી છતાં તેમાં નામાદિ ચાર નિક્ષેપા આગમસાર ગ્રંથે કેમ કહ્યા છે.

૨૩૯ જીનપ્રતીમામાં નિમીત્ત કારણપણું સપ્ત નયથી કેવી રીતે તેમજ અરીહંતપણા વીશે પણ કહો.

૨૪૦ કેવળીને જ્ઞાયક ભાવમાં અને ઉપદેશમાં નયની જરૂર છે કે નહી.

૨૪૧ મનપર્યવજ્ઞાનથી મનના પર્યાય જાણી શકાય તેમ અવધીજ્ઞાનથી પણ જાણી શકાય કે કેમ અને તે કેવા ધોરણથી.

૨૪૨ મનપર્યવજ્ઞાન કરતાં અવધીજ્ઞાનનું ક્ષેત્ર મર્યાદ વધારે છતાં મનપર્યવનો દરજ્જો વધારે કેમ તે કહો.

૨૪૩ ચઉદ ઉપગરણ અને દેવતાની સ્તુતિ તે ઊતસર્ગ કે આપવાદમાં ગણાય.

૨૪૪ મલ્લીનાથજી ૧૯ મા તીર્થંકર સ્ત્રીલીંગે ગણાતાં છતાં તેમની પ્રતીમા પુરૂષાકાર પૂજાય છે તેનું કારણ કહો.

૨૪૫ સાત કુવ્યસનનું દ્રવ્ય તથા ભાવથી સ્વરૂપ સાથે તેનો તફાવત કહો.

૨૪૬ એક લોગશનો કાઉસગ ૨૫ તથા ૨૮ શ્વાસોશ્વાસનો કેહેવાય છે તે જે એક મુહુરતના શ્વાસોશ્વાસ ૩૭૭૩ થાય છે તે મધેના કે બીજા તે કહો.

૨૪૭ મુશલમાન, ક્રીસ્તી. યાહુદી અને પારસી એઓ ખટદર્શન મધે કયા કયા દર્શનમાં ગણાય.

૨૪૮ બીજનું જે વૃક્ષ થાય છે તેને માટે અર્થ શાસ્ત્રમાં એમ બતાવે છે કે પૃથ્વી બીજરૂપ થઈ વૃધી પામે છે તો પુછવાનું કે જૈનશાસ્ત્રાભીપ્રાયથી વૃધીનો નીયમ શી રીતે છે તે કહો.

૨૪૯ જાતીસ્મરણજ્ઞાનને મતીજ્ઞાનમાં કેમ ગણ્યું છે.

૨૫૦ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવથી પુદ્ગલ પરાવર્તન કહેવામાં આવે છે તે શિવાય ભવ પુદ્ગલ પરાવર્તન કોને કહીયે તેની વ્યાખ્યા કહો.

૨૫૧ સંયોગી કેવળીને તથા એકેંદ્રીથી તે ચઉરેંદ્રી સુધીના પ્રાણીઓને કિયું ધ્યાંન હોય.

૨૫૨ ચરણ સીતરી તથા કરણ સીતરી એ બેઉ વચ્ચે શું તફાવત છે.

૨૫૩ ઉછેદ આંગુલ કરતાં પ્રમાણ આંગુલ ચારસેં ગુણો—હજારગુણો—અઢીગુણો કેહે છે તેનું શી રીતે.

૨૫૪ આધાકર્મી આહાર સાધુને દેવાથી દેનારને કેમ દોષીત કહ્યો.

૨૫૫ સામાયકમાં નીતિનાં પુસ્તકોનો અભ્યાસ કરવો એ નીરદોષીત કે દોષીત ગણાય,

૨૫૬ ઉદારીકાદી પાંચ શરીરનાં નાંમ શું હેતુથી પડયાં છે.

૨૫૭ ભાષાનાં પુદ્ગલ ચઉફરસી છતાં બોલવાથી વાઉકાય આઠ ફરશી શી રીતે હણાય.

૨૫૮ દીવસનો નહી પણ ફક્ત રાતનો પોશહ જેણે લીધો હોય તે દેવશી પ્રતિક્રમણામાં અઢાર પાપસ્થાન નહી આલોવતાં અષ્ટ પ્રવચન માતા કેહે છે અને દેશાવગાશીક જેણે આખો દીવસ સંવરમાં કાઢયો હોય તે અઢાર વાપસ્થાંન આળોવે એ રૂઢી કયા શાસ્ત્રાધારથી યાઃ બીજીરીતે ઉચીત છે કે કેમ તે કહો

૨૫૯ અભક્તાર્થ કોને કહીયે તેનું સ્પષ્ટીકરણ કરો.

૨૬૦ ક્ષયોપશમ સમકીત અને ક્ષયોપશમ ચારીત્ર એ બે વચ્ચે ગુણસ્થાનની હદ વીશે શું ફરક છે.

૨૬૧ બંધ કરતાં સત્તામાં તથા ઉદયમાં પ્રકૃતી વધારે શામાટે કહી.

૨૬૨ કરેમીભંતે પાઠમાં વચન તથા કાયાની અનુમોદના મોકલી સામાટે રાખી તેમજ મનનો ભાંગો મુશકેલીનો છતાં તેની છૂટ નહી આપી તેનુ કારણ કહો.

૨૬૩ ક્ષયોપશમભાવ અને ઉપશમભાવ એ બેમાં ઉંચી પંકતીએ કોણ

૨૬૪ સ્વયંભુરમણ સમુદ્ર અર્ધરાજ ઉપ્રાંત કહ્યો તે અર્ધરાજ ઉપ્રાંત કેટલો છે.

૨૬૫ જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ તથા દ્રવ્યભાવ શ્રાવક કોને કહીયે.

૨૬૬ છઠા દીશી પરીમાણ વ્રતની સાથે દશમા દેશાવગાશિક વ્રતનો તફાવત કહો.

૨૬૭ છઠુ દિશી પરીમાણુ વ્રત શ્રાવકને છતાં સાધુને નહી હોવાનું કારણુ કહો.

૨૬૮ અગીઆરમાં ગુણુઠાણે કષાયનો ઉપશમ છતાં ત્યાંથી પડવાનો સબબ શો છે.

૨૬૯ કેટલે ગુણુઠાણે જીવનુ મરણુ કહી શકાય અને પરભવમાં તથા પરગતીમાં જતાં ગુણુઠાંણું કેટલાં.

૨૭૦ ક્રિયા ક્રિયા સમકીતને લિધે ચોથુ સમકીત ગુણુઠાણું કેહેવાય તથા નકેહેવાય તેમજ મીથ્યાત્વ ગુણુઠાણુ ક્રિયા ક્રિયા મીથ્યાત્વ આસરી કેહેવાય તે તથા ન કેહેવાય તે કહો.

૨૭૧ વ્યક્ત અવ્યક્ત મીથ્યાત્વ સાથે અભીગ્રહીક. અનાભીગ્રહીક મીથ્યાત્વનુ મીલાન શી રીતે અને તેમાં કીયા ભેદવાલા જીવોને મીથ્યાત્વ ગુણુઠાણું લાગુ પડે એને માટે મતાંતર કહો.

૨૭૨ ૧૧ મા ગુણુસ્થાન કરતાં આઠમા ગુણુસ્થાનમાં નીર્જરાની વૃધીકારક હેતુ શું છે તે બતાવો.

૨૭૩ ભાષાસુમતીમાં સંભાળથી બોલવાના શું પ્રકારો છે તે તથા ૧૬ સોલ વચનનુ સ્વરૂપ કહો.

૨૭૪ દ્રવ્ય ભાવ લેશ્યાનુ સ્વરૂપ શું છે તે તથા દેવતા અને નારકીને જે જે લેશ્યા કેહેવાય છે તે દ્રવ્યથી કે ભાવથી.

૨૭૫ અભવ્ય ને પૂર્વ લબ્ધીનો નિષેધ કરયા છતાં તે પૂર્વ વિદ્યા ભણે કે કેમ અને તેનો શું હેતુ છે તે તથા તે વીશે સ્ત્રી સબંધી કેમ તે કહો.

૨૭૬ અતીક્રમ–વ્યતીક્રમ–અતીચાર–અનાચારમાં ગુણુઠાણું કેટ કેટલાં.

૨૭૭ લેશ્યા–અધ્યવસાય સંજમનાં સ્થાંનક અને ગુણુઠાણું એઓનુ મીલાન કરી તેનો તફાવત બતાવો.

૨૭૮ અનંતાના નવ ભેદ છે તેમાં નવમું અનંતુ કયારે થાય.

૨૭૯ અવધીજ્ઞાનના ભેદ કયે કયે પ્રસંગે અનંતા અસંખ્યાતા અને શંખ્યાતા કેહેવાય.

૨૮૦ લબ્ધી પર્યાપ્તી અને કરણુ પર્યાપ્તી તથા તે બંને રીત ની અપર્યાપ્તી કોને કહીયે.

૨૮૧ બાહુબલને સંજવલનો માન ૭ માસ સુધી કેમ રહ્યો (સંજવલની સ્થીતિ ૧૫ દાહાડાની છતાં.)

૨૮૨ દેવતાની ગતિ, ચંડા, ચવલા, વેગા,એ શું હેતુથી કહેવાય.

૨૮૩ તપ સબંધી બાહ્ય—અભ્યંતર નામનો હેતુ શું છે.

૨૮૪ દિગંબરી મતાવલંબીઓને પુછવાનું કે સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવીકાએ, ચતુરવિધસંઘ શાસ્ત્રમાં કહે છે અને સાધુનું ગુણસ્થાન છઠાથી ચઉદમા સુધી છતાં સાધવીની હદ પાંચમાં ગુણસ્થાન ઉપ્રાંત ગણવાની ના કહો છો તેનું કારણ શું—સાધવી પણ સર્વ વીરતી અંગીકાર કરે છે તેમ વરતે તો પછી વ્રતના નીયમ પ્રમાણે સર્વ વીર્તી ગુણસ્થાન તેને શા માટે ન હોય તે કહો.

૨૮૫ આહાર સંજ્ઞા વિના આહાર કરે કે કેમ.

૨૮૬ આહાર સંજ્ઞા કિયા ગુણસ્થાંન સુધી છે.

૨૮૭ શ્રાવક પોતાને ઘેર સામાયિક યા. પોસણ ધારણ કરી બેઠેલ છે તેવામાં મુની મહારાજ—આહાર અર્થે પધારે અને તે શ્રાવકના ઘરમાં આહાર પાણીની જોગવાઈ હોયતો તે મુનીને આપે કે કેમ.

૨૮૮ વાંઢાંણુમાં પડીકમણું પોસહ સામાયીક થઈ શકે કે કેમ.

૨૮૯ સમકીતનુ બીજ કોને કહીયે.

૨૯૦ જ્ઞાન અને દર્શન (સમકીત) એ બેમાં પ્રથમ ઉત્પત્તીમાં કોણ.

૨૯૧ જીવ અરૂપી છતાં નવ તત્વ માંહે જીવના ભેદો રૂપીમાં કેમ ગણ્યા.

૨૯૨ સુયઘડાંગ સુત્રમાં નરકને વિશે માંસાદિ કેમ કહ્યું છે.

૨૯૩ દુધપાક વિકતીકારક છતાં તેને દુધનાં નિવીયાતાંમાં કેમ ગણ્યુ છે.

૨૯૪ આ પંચમ આરામાં જૈનની અધીકતા થઈ શકે કે કેમ.

૨૯૫ તીર્થંકર કરતાં મ્હોટો અતીશય ગૌતમ સ્વામીમાં ગણાય હેવી કોઈ બાબત બતાવો.

૨૯૬ નિક્ષેપા એ સું છે તે નયપૂર્વક કહો.

૨૯૭ સૂત્રનાં ૭ અંગ કિયાં કહેવાય.

૨૯૮ સૂર્ય ચંદ્ર જૈનશાસ્ત્રાભિપ્રાયે અસંખ્ય છતાં માત્ર બે ઈંદ્રિ ગણ્યા તે કેઈ નયનું વચન છે.

૨૯૯ સપ્તભંગી સાથે શબ્દનયનો સંબંધ કહો.

૩૦૦ શાસ્ત્રમાં એક ઠેકાણે નામાદિ નિક્ષેપા રૂજુસૂત્રનયમાં ગણતાં બીજે ઠેકાણે શબ્દ નયમાં કહ્યા તેનું સીરીતે સમજવું.

૩૦૧ ધર્મતત્વભાસ્કર નામે આ પુસ્તકની કલમ ૪૪ માં લોકવિરૂદ્ધ શબ્દાર્થમાં જે ખુલાસો જણાવ્યો છે તેને લાગુ પડતુ કોઈ એક ઉદાહરણ બતાવો.

૩૦૨ પુણ્ય અને જૈનધર્મનું ખાસ સ્વરૂપ એ બેઉ વચ્ચે શું તફાવત છે.

૩૦૩ સાતા પમાડવી અને અસાતા નપમાડવી એ બેમાં શું અંતર છે તે કહો.

૩૦૪ અગ્ની આરંભિક સમયમાં બે ઉપદેશક પૈકી એકે કહ્યું લાકડાં જોઈને નાંખજો અને બીજાએ કહ્યું કે જોયાવિના નનાખો એ બેમાં કંઈ અંતર છે કે કેમ.

૩૦૫ વર્તમાનમાં ચાલતું હુંડાઅવસરપીણી નામ કેહેવાનું કારણ બતાવો.

૩૦૬ ઉછેદઆંગુલ એ કિયા વખતનો અને કોનો આંગુલ કેહેવાય.

૩૦૭ આત્માઆંગુલ અને ઉછેદઆંગુલ એબે તેમજ આત્માઆંગુલ અને પ્રમાણ આંગુલ એબે ક્યારે ક્યારે એકજ કહેવાય.

૩૦૮ સમયસાર ગ્રંથનું રહસ્ય બતાવો.

૩૦૯ ગૌતમસ્વાંમી સંબંધી ગુણોપમા તુલ્ય નામાક્ષરાર્થ વિશેષણ પૂર્વક ટુંકામાં કહો.

૩૧૦ વંદનાત્મક સ્તવનાત્મક વસ્તુનિર્દેશાત્મક એ ત્રણ પ્રકારના નમસ્કારનું સ્વરૂપ કહો.

૩૧૧ મતીજ્ઞાનના ભેદોમાં મનનો પ્રથમ અવગ્રહ સી રીતે થાય તે ઉદાહરણથી બતાવો.

૩૧૨ છીંક ઊદરસ તોપનાઅવાજનો શબ્દ ક્યારે મતીજ્ઞાનમાં અને ક્યારે શ્રુતજ્ઞાનમાં ભળે તે તેના ભેદ સાથે કહો.

૩૧૩ નોઈંદ્રી અને બુદ્ધિ એબેમાં શું તફાવતછે.

૩૧૪ બુદ્ધિ અને જ્ઞાન એબેમાં શું તફાવત છે.

૩૧૫ મનપર્યવજ્ઞાન વાલાને ઊતકૃષ્ટ શંસારપરીભ્રમણ કાળ

કેટલો તે તેના બન્ને ભેદથી જુદેજુદુ બતાવો તેમજ અવધીજ્ઞાન વાલાને માટે પણ કહો.

૩૧૬ પરમાવધીજ્ઞાનવાળા અને મનપર્યવજ્ઞાનવાલાને ઊત્કૃષ્ટશંસાર પરીભ્રમણ કાળમાં તેમજ વિપુલમતી મનપર્યવજ્ઞાનવાલા તથા અવધીજ્ઞાનવાલાને શંસાર પરીભ્રમણકાળમાં શુઅંતરછે તેજધન્ય તથા ઊતકૃષ્ટપણ્યાથી કહો.

૩૧૭ જીનકલ્પની તુલના આ પંચમઆરામાં થઈશકે કે કેમ.

૩૧૮ પરમાણુ કોને કહીયે તે નિશ્ચે તથા વ્યવહારથી સ્વરૂપ સાથે એ બેઊ વચ્ચે શું તફાવતછે તે કહો.

૩૧૯ ખટદર્શણની બાબતમાં અંગી કોણ અને અંગ કોણ.

૩૨૦ ઉપોતઘાત એટલે શું તથા પુરૂષાર્થ અને આત્મિકઅનુભવ કોને કહીયે.

૩૨૧ પાંચમા ગુણસ્થાંનના અંતીમસ્થાન વાલા દેશવીરતી કરતાં છઠ્ઠા ગુણસ્થાનના પેહેલા સંયમસ્થાનમાં સંજમના પર્યાય અનંતગુણા કેમ કહ્યા તેનું કારણ કહો.

૩૨૨ સાધુને વંદનકરવાની નિયમા અને ભજના ક્રિયાક્રિયા ગુણઆસરી જાણવી તે સંયમ સ્થાનપર દ્રષ્ટી દેઈ કહો.

૩૨૩ સકામનિર્જરામાં ગુણઠાંણાં કેટલાં હોઈશકે.

૩૨૪ પોતે પોતાનીમેળે પોતાના જીવનો ઘાતકરે એવું કામ કિયા ગુણસ્થાનસુધી થઈશકે તે શાસ્ત્રાધાર પૂર્વક કહો.

૩૨૫ લબ્ધીર૮પૈકી વર્તમાનમાં કેટલી અને કઈકઈ લબ્ધીનો સદભાવછે.

૩૨૬ જીવમરેછેકેનહી જોમરેછેતો કેઈનયના અભીપ્રાયથી તેમજ તેનો નકાર કઈનયના અભિપ્રાયથી તે કહો.

૩૨૭ અણાહારી કરતાં આહારી જીવ અસંખ્યાત ગુણા કેમ કહ્યા તેનુ કારણ કહો.

૩૨૮ મુક્તિમાર્ગ સુજવાનુ અને નસુજવાનુ મુખ્ય કારણ કહો.

૩૨૯ ધર્મનુબીજ કોને કહીયે.

૩૩૦ મનનીગતી થોભાતીનથી તેનું તથા તે ગતી થોભાવાનુ મુખ્યકારણ કયુછે.

૩૩૧ અલોકમાં અંધારૂ કે અજવાલુ યાઃ તે બેઉથી વ્યતીરિક્ત ભેદ કારણુસહ કહો.

૩૩૨ અનેકાંત અનેકાંતપણે કે અનેકાંત એકાંતપણે.

૩૩૩ દીવાનાપણુાના લીધે વ્રતભંગ થએલ સાધુ શ્રાવકનુ ગુણુઠાંણુ કયુ.

૩૩૪ સમભીરૂઢનયથી કેવલી કેહેવામાં ગુણુઠાંણાં કેટલાં લાભે.

૩૩૫ જેને હેય ઉપાદેય નથી તેને આશ્રવ હોય કે નહી અને કેવલીને આશ્રવ ગણાય કે નહી તે તેના કારણુસાથે કહો તથા કેવલીને હેય ઉપાદેય છે કે નહી.

૩૩૬ જુઠુ બોલવાથી થતાદોષોમાં મુખ્યતાએ કયો દોષ લાગુ પડે છે.

૩૩૭ મહાવીરસ્વામી મહારાજનો જન્મ કેઈ સાલમાં થયો અને તેવામાં કોનો સંવત ચાલતો હતો.

૩૩૮ મન અને બુદ્ધિ સંબંધે જૈનશાસ્ત્ર અને વેદાંતિકમત તથા ડાકતરનો અભીપ્રાય શું છે.

૩૩૯ બુદ્ધિભ્રંશ યાને ઉન્માદ વિકારમાં ગુણુઠાંણાં કેટલાં.

૩૪૦ ધ્યાનના ૧૬પાયા સાથે લાગુપડતા બીજાભેદો કિયા કિયાછે.

૩૪૧ ધર્મ સંબંધી ઘણા મતો છે તેમના સત્ય અસત્યનું તાત્પર્ય સંક્ષેપમાં કહો.

૩૪૨ કઈનયથી ખંધને પરમાણું કેહેવાય તેમજ કઈનયથી કઈજાતના પરમાણુને ખંધ કેહેવાય.

૩૪૩ જૈનશાસ્ત્ર તથા વેદને લગતાં શાસ્ત્રમતથી પરમાણુના સ્વરૂપમાં શું ફેરફાર છે.

૩૪૪ દ્રવ્યમનુષ્ય અને ભાવમનુષ્ય કોને કહીયે તે નયાભિપ્રાયથી કહો.

૩૪૫ મુક્તિ અને મુક્તિસ્થાન એબે ભિન્નકે અભિન્ન.

૩૪૬ વ્યવહારથી અને નિશ્ચેથી જ્ઞાની કોનેકહીયે તે તેના તફાવતસાથે કહો.

૩૪૭ એકસરખી ક્રિયાકરનાર બે માણુસોમાં સમ્યક્ અને મિથ્યાદ્રષ્ટીની બાબતમાં શું તફાવત હોઈશકે તે ઊદાહરણુ પૂર્વક કહો.

૩૪૮ મોક્ષકાર્ય પ્રસંગે ચઊદ ગુણસ્થાન સુધી કેટલીનય લાગું પડે તે દ્રવ્ય ભાવ મોક્ષ સંબંધી કહો.

૩૪૯ રાજ્યઉપર ઘરઉપર અને ઘટઊપર ઊતસર્ગ અપવાદમાર્ગે સાતનયનુ સ્વરૂપ બતાવો.

૩૫૦ નીચે કહેલા આઠ ભેદમાં દરેકને ગુણઠાંણું તથા એકબીજા સાથે સું તફાવત છે તે તારતમ્યતાથી કહો.

(૧) જાણે આદરે તથા પાળે (૨) જાણે આદરે પણ પાળેનહી.
(૩) જાણે પણ, આદરેનહી તેમજ પાળેનહી. (૪) જાણે નઆદરે પણ પાળેખરો.
(૫) નજાણે નઆદરે નપાળે. (૬) નજાણે નઆદરે પણ પાળેખરો.
(૭) નજાણે આદરે અને પાળે. (૮) નજાણે આદરે અને નપાળે.

## અધ્યાય ૭ મો.

### જૈનનીતિની શ્રેષ્ટતા.

૩૫૧ શિક્ષાસંબંધી બ્રિટીશ કાયદામાં જે નીતિ બાંધેલીછે તે માત્ર સ્થુલબાબતો જેજાહેરમાં અપરાધભરેલ કેહેવાયછે તેની રોકાવટથવાની અસરકારક છે પરંતું ગર્ભીત તથા સૂક્ષ્મઅનીતિ અને બીજીરીતની કેટલીક જુજ હાંનીઓ ઈત્યાદિ અપરાધો ટાલવાની અસર કારકનથી એટલે બ્રિટીશકાયદાને અનુસરીને વર્તનાર માણસોને સ્થુલ યાને બાહ્ય સદગુણની પ્રાપ્તી થાયછે અને તે વડે નીતિનો મ્હોટોભાગ દાખલ થાય એ ખરૂંછે પરંતુ તે કાંઈ સર્વાંશ ગુણદાયક કેહેવાય નહી.

૩૫૨ તેમજ દેશીરાજ્યસ્થાંનની હદમા બ્રિટીશકાયદાને અનુસરીને વર્તતાંછતાં કોઈકોઈ પ્રકારથી તે દેશીરાજ્યના કાયદાના નીયમવડે ગુન્હો ગણવામાં આવેછે તેથી બ્રિટીશ કાયદો સઘળેઠેકાણે સર્વાંશ રક્ષણકારક થઈપડે એમ ન કેહેવાય.

૩૫૩ તોપણ આ વાત ધ્યાનમાં રહેવી જોઇયે કે દેશી રાજ્યસ્થાનના કાયદા અને તેમની કામ ચલાવવાની પદ્ધતિ કરતાં બ્રિટીશ રાજ્યના કાયદા તથા પદ્ધતિ વીગેરે ઘણે દરજ્જે દુરસ્ત છે.

૩૫૪. હવે એ બધા કરતાં જૈનની નીતિ હેવી સરસ તથા ચોકસ ગુણકારી છે કે તે પ્રમાણે વર્તનાર કોઈ પણ માણુસ કોઈ

પણ રાજ્યના કોઈ પણ કાયદાનો અપરાધી થઈ પડે નહી અને વળી મન વચન કાયની શુદ્ધિ એટલી બધી નીર્મલપણે થાય કે તેના ઉપર કોઈ પણ માણસ પ્રતીકુલ ન થાય.

૩૫૫. જૈનશાસ્ત્રમાં (રાજ્ય વિરૂદ્ધનું છાંડવું) હેવો પણ એક નીયમ કહ્યો છે તેનો અર્થ હેવો છે કે જે કામ યાઃ કસૂર કોઈ પણ રાજ્યના કોઈ પણ નીયમથી પ્રતીકુલ હોય તે કામ યાઃ કસૂર સર્વથા પ્રકારે તજવી. જુવો એ નીયમ પ્રમાણે વર્તવાથી કોઈ પણ વખતે રાજ્યદંડ યાને શીક્ષા ભોગવવી પડે નહી હવે બીજો નીયમ લોકવીરૂધનુ છાંડવુ એમ કહ્યું છે તે પ્રમાણે વર્તવાથી લોકો પ્રતીકુલ ન થાય એ જૈનની સ્થૂલ નીતિ સંક્ષેપમાં જાણવી.

૩૫૬. જૈનની સૂક્ષ્મનીતિ જુવો તો જૈનશાસ્ત્રમાં સ્વદયા શબ્દ એટલા બધો બોહોળા અર્થમાં છે કે તેનો વીશેષાર્થ કરતાં કરતાં મ્હોટા મ્હોટા ગ્રંથો બની જાય તો પણ તે અર્થ સઘળી રીતે પૂરો ન થાય એવું બારીકપણું છે.



## અધ્યાય ૮ મો.

### પાપસ્થાન વિશે.

૩૫૭. પાપનાં સ્થાનક યાને પાપની ઉત્પત્તીનાં દ્વાર પાંચ આ નીચે બતાવ્યાં છે તેને જેટલે દરજ્જે જે પ્રાંણી તજે તેને તેટલે દરજ્જે ધર્મધારક કહીયે તે ધર્મ મોક્ષહેતુ ભણી થાય છે પણ તે ક્યારેક જ્યારે તેને આત્મા અનાત્માની પિછાણ થતાં તેવડે સમભાવ ઉત્પન્ન થાય ત્યારે.

૧. પ્રાણાતીપાત (જીવહિંસ્સા) ૨ મૃખાવાદ (અસત્યબોલવું ઈત્યાદિ) ૩ અદત્તાદાન (ખુસીથીઆપ્યાવિનાની વસ્તુલેવી) ૪ મૈથુન. ૫ પરીગ્રહ (મિલકતવીગેરેઉપર મમતભાવ.)

૩૫૮, એ પાંચની સાથે નીચે કહેલા ૧૩ પ્રકાર જોડીને કોઈહેતુથી પાપનાંસ્થાનક ૧૮ કહેલાંછે.

૬ ક્રોધ. ૭ માંન. ૮ માયા. ૯ લોભ. ૧૦ રાગ. ૧૧ દેશ. ૧૨ કલહ. ૧૩ અભ્યાખાંન. ૧૪ પૈસુન. ૧૫ રતીઅરતી.

૧૬ પરપરીવાદ, ૧૭ માયામૃખાવાદ ૧૮ મિથ્યાત્વશલ્ય.

૩૫૯. પ્રકારાંતરે નીચેમુજબ પાપનાંસ્થાંનક અઢાર કહેલાંછે.

૬ રાત્રીભોજન ૭ ક્રોધ ૮ માંન ૯ માયા ૧૦ લોભ ૧૧ રાગ ૧૨ દ્વેશ ૧૩ કલહ ૧૪ અભ્યાખાંન ૧૫ પૈસુન ૧૬ પરપરીવાદ ૧૭ માયામૃખાવાદ ૧૮ મિથ્યાત્વશલ.

તોપણ કલમ ૩૫૭ માં કહેલા પાંચ ભેદમાં તેસઘલાપ્રકાર સમાય છે એમ જૈનશાસ્ત્રનો અભિપ્રાયછે.

## અધ્યાય ૯ મો.

### પ્રાણાતીપાત વિશે.

૩૬૦. (પ્રાણાતીપાત) એશબ્દનોઅર્થ જીવનાપ્રાંણુના નુકશાનમાં ભજેછે તેને લગતાગુન્હા પીનલકોડમાં કલમ ૨૯૯ થી ૩૭૭ સુધી ઈત્યાદિ છે એમાં ઉત્કૃષ્ટ શીક્ષાનો ગુન્હો કલમ ૩૦૩ વાળો (જન્મટીપના ગુન્હેગારે કરેલા ખુન બાબતનો) છે.

૩૬૧. પીનલકોડમાં કલમ ૧૨૧–૧૩૨–૧૯૪ નો બીજોભાગ ૩૦૨—૩૦૩—૩૦૫—૩૦૭ નો ત્રીજોભાગ અને કલમ ૩૯૬ એટલા ગુન્હાનેમાટે મોતની સજા થઈશકેછે તેમાંપણ કલમ ૩૦૩ માં ફક્ત મોતનીજ સજાછે પણ બિજી રીતની નથી.

## અધ્યાય ૧૦ મો

### મૃખાવાદ (અસત્ય)

૩૬૨. (મૃખાવાદ) એશબ્દનોઅર્થ જૈનશાસ્ત્રાભીપ્રાયમાં અસત્યબોલવું એટલોજનહી પણ જેબોલવામાંકે લખવામાં યા–મનના વિચારમાં અસત્યપણુઆવે તે સર્વ એમાં સમાયછે તેનેલગતાગુન્હા પીનલકોડમાં કલમ ૧૭૭–૧૮૧–૧૮૨–૧૯૩=૧૯૪–૧૯૫–૨૦૩–૪૬૩ થી તે ૪૮૯ સુધી ઈત્યાદિ છે.

૩૬૩ એ મૃખાવાદને સંબંધે ઉત્કૃષ્ટસજા મોતસુધીની થઇ સકે હેવોએક પ્રસંગછેતેની ભીતી રેહેવાસારૂ અને ખોટુ બોલવાનુ

ટાળવાની અસરથવાસારૂ તે દાખલો આઠેકાંણે દેખાડવો જરૂરછે તે એ જે પી. કઃ ૧૯૪ ના બીજાભાગ મુજબ કોઈની ખોટી સાહેદીને લીધે કોઈ બિનઅપરાધી સખસની ઉપર અપરાધ સાબેતથઇને તેનો જીવ લેવામાં આવે તો તે ખોટી સાહેદી આપનાર માણસને મોત-ની સજા થઈ સકે છે.

૩૬૪ જૈનશાસ્ત્રમાં મ્હોટામાંમ્હોટો દોષ ઉત્સૂત્ર પરૂપણાનો કહેલો છે કે જે મહા મૃખાવાદમાં ગણાય છે અજાયબએછેકે પરૂપણામાં અને પ્રશ્નોત્તરમાં યા; બિજીકોઈરીતેબોલવામાં એ મ્હોટામહત્વીકદોષનો કાંઈ ખ્યાલ રેહેતો નથી અને એવાત અનુભવ ગમ્ય છે કે શુધપરૂપક કોઈક વીરલાજ હોયછે.

૩૬૫ સત્ય એ એક આત્માનાસુધારાનુ બીજછે એમમાંની કોઈપણુરીતે અસત્ય નહી બોલવામાટે ખાસભલાંમણ કરવામાં આવેછે.



# અધ્યાય ૧૧ મો.

## અદત્તાદાન વીશે.

૩૬૬ અદત્તાદાન એશબ્દનોઅર્થ જૈનશાસ્ત્રભીપ્રાયામાં ઘણોગૂઢ અને બોહોળોછે એનો બાહ્યાર્થજોતાં વગરઆપેલી તેમજ ખુસીથી આ-પેલીનહી હેવીવસ્તુલેવી યા. રાખવી. એમછે પણુ અભ્યંતરાર્થમાં ૧ તીર્થંકરઅદત્ત ૨ ગુરૂઅદત્ત ૩ સ્વામીઅદત્ત ૪ જીવઅદત્ત. ઈત્યાદી પ્રકારો તેમાં ભળેછે અને તેપ્રકારોનોઅર્થ હેવોછેકે તેમાં તીર્થંકરની રાજ્યનીતિ લાગુ પડે છે તેદરસાવતાં ઘણું લંબાણ થઈજાય માટે તે બીજા ગ્રંથોથી જાણવુ અદત્તાદાનના બાહ્યાર્થ સંબંધે વર્તમાન બ્રિટીશ કાયદો યાને પીનલકોડ જોડતાં તેનો બાબ ૧૭ નો મીલકત વિરૂધગુન્હાનો તેને લાગુ પડેછે અને બીજા કેટલાક ગુન્હા ગૌણ-તામાં ભળેછે.

૩૬૭ અદતાદાંનનેપ્રસંગે કોઈ વખતે માણસના જીવની ખુહારી થાયછે.



# અધ્યાય ૧૨ મો.

## મૈથુનવીશે.

૩૬૮ મૈથુન એ એક સ્પર્શઈંદ્રીનો વિષયછે એદોષની ઉત્પત્તી-સ્થાંન મુખ્ય પ્રીતિ છે.

૩૬૯ એવિષય નીચેલખેલા ત્રણપ્રકારના વેદના ઉદયથી ભો-ગવવામાં આવે છે.

૧ સ્રીવેદ ( પુરૂષપરવિષયાભીલાષા )

૨ પુરૂષવેદ ( સ્રીપરબિષયાભીલાષા )

૩ નપુશકવેદ ( બેઉપરવિષયની અભીલાષા )

૩૭૦ એનુમૂલ મોહીનીકર્મછે નોકષાયની નવપ્રકૃતીમાંહેલી છેલ્લી. એ ત્રણપ્રકૃતીછે અને દુનીયાંમાં એ કૃત્યનુ પ્રબલપણુ વિશેષછે તેમાંનો જે ભાગ અનીતિભરેલો વિષયભોગનો છે તેમ્હોટો દુઃખદાયક છે એનેલીધે નીચેપ્રમાંણેરાજ્યકાયદામાં ગુન્હાગણેલાછે.

૧ ધણીવાલીસ્રીથી છીનાલુકરેતો ધણીની યાઃ ધણીનીવતી બીજા સખસની ક્રીઃ પ્રોઃ કોડકલમ ૧૯૯ મુજબની ફ્રરીયાદથી પીઃ કઃ ૪૯૭ મુજબ પાંચ વરસસુધીની સજાને લાયક ગણાય.

૨ પોતાનીસ્રીની જોડે તેસ્રીનીખુસીથી સંભોગકરવાથીપણ નીચેકહેલેપ્રસંગે બલાત્કારસંભોગનો ગુન્હો થઈપડેછે એટલે જો તેસ્રી દશવરસથી ઓછીઉમરની હોયતો કઃ ૩૭૫

૩ પીઃકઃ ૩૭૫ માં કહેલા પાંચપ્રકારો આનીચે બતાવ્યાછે એનુ નામ બલાત્કારસંભોગ જાણવું.

( ૧ ) પેહેલું તે સ્રીનીમરજીનહીછતાં

( ૨ ) તે સ્રીની રજામંદિવગર

( ૩ ) તે સ્રીને મોતનોઅથવા બ્યાનોભયઉત્પન્ન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદીછતાં પણ.

( ૪ ) તેપુરૂષ એમજાંણતોહોયકે હુએસ્રીનોવરનથી અનેતે સ્રી જે બીજાપુરૂષનીજોડે પરણેલીછે યા. પોતાનેપ-રણેલીમાંનેછે તેપુરૂષહુંછું એમ માંનીને તેણે પોતાની રજામંદી આપીછેતો તે રજામંદી છતાંપણ.

(૫) તેસ્ત્રીદશવરસથી ઓછી ઉમરની હોયતો પછી તેની રજા મંદીહોયકે નહી તોપણ.

૪ સૃષ્ટિક્રમવિરૂધમૈથુન ( કોઈપણપુરૂષ અગર. સ્ત્રી. યાઃ જાનવરસાથે બુદ્ધિપૂર્વક કરેતો ) પીઃકઃ ૩૭૭.

૫ લગ્નસંબંધીગુન્હા કઃ ૪૯૩ થી ૪૯૬ સુધીતથા ૪૯૮.

૬ સ્ત્રીને લજાવવાનાકૃત્યબા૦ ગુન્હોકલમ ૫૦૯.

૭ સ્ત્રીની લાજલેવામાટે તેનાપર બળવાપરવું વિગેરે કઃ ૩૫૪.

૮ સ્ત્રીનુ હરણ વગરે બાબત કઃ ૩૬૬–૩૭૨–૩૭૩.

૯ ઉપલા કોઈપણગુન્હાની કોશીશ. યા. મદદગારી.



## અધ્યાય ૧૩ મો.

### પરીગ્રહ વિસે.

૩૭૧ પરિગ્રહ એટલે કોઈપણપદાર્થપર પોતાનોહકગણવો-માનવો–એ મુખ્યતાએછે સંસારમાં પરિભ્રમણથવાને એ મૂળ પાયોછે અને તેના યોગેકરીને સંસારવૃદ્ધિની બીજીબાબતો પુષ્ટથાયછે પરીગ્રહ રાખવો એ ગ્રહસ્થીનું મંડાણ અને મુનીનુભંડણછે જેમ શીલવંત-પુરૂષ આભુષણવિના શીલગુણેકરીનેસોભે તેમ સાધુ યા–મુની તે અ-કિંચને કરીને સોભેછે.

૩૭૨ ગાડરીયાપ્રવાહમાં ગ્રહસ્તીને પોતાનો ડોળ ભપકો બ-તાવવામાં પરીગ્રહ કામેઆવેછે તેમજ સંસાર સુખઅર્થે તે ઉપયોગી થાયછે.

૩૭૩ પરીગ્રહરાખનાર ગ્રહસ્તીકેહેવાય એ સાધારણવાક્ય છે પણ તેરાખનારના બેભેદછે એકસમ્યકદ્દષ્ટી–અને બીજા મીથ્યાદ્દષ્ટી.

૩૭૪ સમ્યકદ્દષ્ટીનીપાસે પરીગ્રહહોયતોપણ તેને અભ્યંતરજ્ઞા-નેકરી સ્વ-પરની વેહેચણનો ખ્યાલછે યા તેવો દિલમાંભાવછે તેણેકરી તેઉપર ગાઢોપ્રેમનહોય એટલે મમતભાવ બળવાન નહોય અને મિ-થ્યાદ્દષ્ટીને અજ્ઞાનનેયોગેકરી મમતભાવ બળવાન હોયછે.

૩૭૫ બ્રિટિશરાજ્યમાં જુદેજુદાવિષયોના જુદેજુદાકાયદા ઘણા-છે તેનુંનામ વિશેષકાયદાકહેછે તેમાંના જેજેકાયદામાં અશીણ હથિયાર ઈત્યાદી જેજેવસ્તુ પરવાનગી સીવાય રાખવાની મનાઈકરેલીછે તેને-

સંબંધે તે કાયદાઓમાં ઘણી તરેહના ગુન્હા કહેલાછે તેઅહી દરસાવતાં લંબાણથાય તેથી તેવા વિશેષકાયદાઓ જોવાની ભલાંમણ કરવામાં આવેછે કે જેથી તેવી વસ્તુના પરીગ્રહ સંબંધે રાજ્યના અપરાધથી દૂર રેહેવું થાય.



## અધ્યાય ૧૪મો.

### ધર્મનિમિત્તે કાયદામાં અપવાદ.

૩૭૬ પ્ર૦ બિભત્સ ગુન્હાવિશે પીનલકોડની કલમ ૨૯૨માં જે નિયમ ઠરાવેલોછે તે ધર્મસંબંધી મૂર્તીને લાગુપડેનહિ હેવી તેમાં છૂટછે તે યાદમાંરેહેવા સારૂ તેકલમ આનીચે દાખલ કીધીછે.

પી. ક. ૨૯૬ કાંઈ બીભસ્ત પુસ્તક, ચોપાનીયુ, કાગળ, ચિત્ર તસ્વીર, પ્રતિમા અથવા આકાર જે માણસ વેચે અથવા વેહેચે અથવા વેચવાને કે ભાડાને સારૂ પરદેશથી આ દેશમાં આંણે અથવા છાપે, અથવા સર્વ લોકો જુએ એવીરીતે જાણીજોઇને દેખાડે, અથવા તેમ કરવાની કોશીસ કરે, અથવા તેમ કરવાનું કહે, તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની, અથવા દંડની અથવા બંનેની, શીક્ષા કરવામાં આવસે.

અપવાદ—કોઈ દેવસ્થાન મધ્યે અથવા ઉપર અથવા મૂર્તિઓને બેસાડવા સારૂ વપરાતા કોઇ રથ ઉપર, કોરેલી અથવા નકસી પાડેલી, અથવા ચીતરેલી, અથવા બીજી રીતે કાહાડેલી, અથવા ધર્મ સંબંધી કાંઈ કારણસર રાખેલી કે વપરાતી, કોઈપણ પ્રતિમાને આ કલમ લાગુ પડતી નથી.



## અધ્યાય ૧૫મો.

### જ્ઞાનાભ્યાસમાં પ્રતિબંધ નહિથવા વિસે.

૩૭૭ પ્ર૦ પીનલકોડઉપરથી એમજણાસેકે ચઉદવરસની પૂર્ણ યા. તેથી વધારે ઉમરના છોકરાને તેની ખુશીથી લેઈજનારઉપર કાયદેસરવાલીના હવાલામાંથી હરણ કર્યાનો ગુન્હો લાગતો નથી તેમછતાં જ્ઞાનભણવા વિગેરે ધર્મનિમિત્તે તેવા છોકરાને જૈની સાધુસમીપે

થા: બીજાકોઇ પ્રશસ્તસમાગમમાં યાને તેમનીસાથે રેહેવામાં તે છોક-રાના માબાપો વીગેરે અટકાવવાનુ પ્રયત્નકરેછે અને તે કારણસર ગુન્હો લાગુ પડતો નહોય તેવાકામને કાયદાની આણમાહીતીથી ગુન્હોસમજીને યા. બીજીરીતે ખોટાઉપાયો ચલાવી તે છોકરાનીઉપર યા. તેને લેઇ-જનારનીઉપર અગર તે બન્નેનીઉપર દૂષણ મુકવાનું કરેછે એ ગેર-મુનાસબછે તેમ નહીથવામાટે તેઓનું ધ્યાન ખેંચવા સારૂ તેનેલાગુ પડતી કાયદાની કલમો આનીચે દાખલકરી ભલાંમણ કરવામાંઆવેછે કાયદાવિરૂદ્ધ અને જ્ઞાનનાઅંતરાયવાલા કામથી અલગરેહેવુ જોઇએ **ખુલાસો** આ ભલાંમણપરથી તેમના વાલીપણાનાહકને કંઇ બાધ આવેછે એમ સમજવુંનહી.

પી. ક. ૩૬૧ ચૌદ વરસથી ઓછી ઉમરના કોઈ છોકરાને, અ-થવા સોળ વરસથી ઓછી ઉમરની કોઈ છોકરીને, અથવા કોઈ દી-વાના સખસને, તે બાળક અથવા દીવાના શખસના કાયદેસરવાલીના હવાલામાંથી, તે વાલીની રજામંદી લીધાવ, જે માણસ લઈ જાય અ-થવા ફોસલાવીને તેડી જાય, તેણે તે બાળક અથવા તે સખસનું કા-યદેસરવાલીના હયાલામાંથી હરણ કર્યું એમ સમજવું.

ખુલાસો—આ કલમ મધ્યે "કાયદેસર વાલી" એ શબ્દો લ-ખ્યાછે તે શબ્દો મધ્યે તે બાળક અથવા તે ભિન્ન સખસને રા-ખવાનું અથવા તેની સંભાળ કરવાનું કામ કાયદા મુજબ જે સખ-સને સોપ્યું હોય એવા કોઈ પણ સખસનો સમાવેશ થાય છે.

અપવાદ:—કોઈ સખસ શુદ્ધબુદ્ધિએ એમ માનતોહોયકે લગ્ન સંબંધ વિના ઉત્પન્ન થએલા ફલાણા બચ્ચાનો હું બાપ છું, અથવા શુદ્ધબુદ્ધિએ એમ માનતો હોય કે તે બચ્ચાને કાયદેસર હવાલામાં રા-ખવાનો મારો હક છે, અને તે સખસ અગર કોઈ અનીતિના અથ-વા કાયદાવિરૂધ કારણસર એવું કામ નકરેતો તેના કામને આ કલ-મ લાગુ પડતી નથી.

પી. ક: ૨૧૧. કોઈ માણુસ કોઈ સખસને નુકસાન કરવાના. ઈરાદાથી તે સખસની ઉપર કાંઈ ફોજદારી કરે અથવા કરાવે, અ-થવા કોઈ સખસની ઉપર કાંઈ ગુનોહ કરયાનું ખોટુ તોહોમત મુકે, અને તે એવું જાણીને કે તે સખસની ઉપર તે ફોજદારી કરવા અ-

થવા તે તોહોમત મુકવાનું કાંઈ વ્યાજબી અથવા કાયદામુજબ કારણ નથી, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે, અને અગર તે ફોજદારી કરેતે એવા કોઈ ગુનાહના ખોટા તોહોમતોપરથી કરે કે તે ગુનાહને માટે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરસ કે તેથી વધારે મુદતની કેદની, શીક્ષા થઈ શકતીહોય,તો તે માણસને સાતવરસની મુદતસુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવસે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૭૮ પુક્તઉમરસંબંધી સને ૧૮૭૫ નો ૯ મો આક્ટ છે તેની ત્રીજી કલમ પ્રમાણે જેમાંણુસ અઢાર વરસની પુખ્ત ઉમરનો છતાં કરારઆક્ટપ્રમાણે કરાર કરવાને લાયકહોય તે માણસ પોતાની રાજીખુશીથી સંસારનાં કર્તવ્યકર્મો છોડે યા દિક્ષા લે તેમાં તેના માબાપોવિગેરે હરકત કરવાનું પ્રયત્ન કરે છે એ તેમની ગેરસમજ દૂરથવી જોઈયે તેસારૂ તેબંને કાયદાની કલમો આનીચે દાખલ કરી છે. સંને ૧૮૭૫ નો ૯ મો કલમ ૩ ઉપરનો ઠરાવ લાગુ રહીને હેઠળ લખ્યા પ્રમાણે સમજવું. એટલે જે જે નહાની ઉમરનાં માણસ સારૂ અથવા જે જે નહાની ઉમરનાં માણસની માલ મીલકત સારૂ ઈનસાફની હરકોઈ કોરટની તરફથી પાલન કરનારો નીમવામાં આવ્યો હશે અગવા નીમવામાં આવશે તે તે નાહાની ઉમરનાં માણસની અને હરકોઈ કોરટ આફવારડસની હકુમત માંહેના દરેક નહાની ઉમરનાં માણસની એકવીસ વરસની ઉમર પુરી થાય ત્યારે હિંદુસ્થાનનો વારસા બાબતનો આક્ટ ( સન ૧૮૬૫નો ૧૦મો ) છે તેમાં અથવા બીજા હરકોઇ આક્ટમાં ગમેતે ઠરાવ હોય તોપણ તે પુક્ત ઉમરનો થયો એમ સમજવું. તેની અગાઉ તેમ સમજવું નહી.

ઉપરનો ઠરાવ લાગુરહીને હેઠલ લખ્યા પ્રમાણે સમજવું એટલે જે જે બીજા માણસે બ્રિટીશઇંડિયામાં હમેશ રેહેવાનું ઠેકાણું કર્યું હશે તે તે માણસની અઢાર વરસની ઉમર પુરીથાય ત્યારે તે પુક્ત ઉમરનો થયો એવું સમજવું. તેનીઅગાઉ તેમ સમજવું નહી.

સંને ૧૮૭૨નો ૯મો ( કરાર આક્ટ ) કલમ ૧૧ પોતે જે

કાયદાને તાબેછે તે કાયદા મુજબ જે શખસ લાયક ઉમરે પોહોચેલા હોય તેવા તથા જેની સાવધ બુદ્ધિ હોય તેવા તથા પોતે જે કાયદાને તાબેછે તે કાયદા મુજબ જેને કરાર કરવાની અશક્તતા ન-હોય તેવા સર્વે સખસો કરાર કરવાને લાયક છે.



## અધ્યાય ૧૬મો.

### ધર્મનિમિત્તે ગણાતાઅપરાધ.

૩૭૯ ધર્મસંબંધી બ્રિટીશકાયદાથી ( પીનલકોડમાં )ઠરાવેલાગુન્હા આનીચે જુવો.

પી. કઃ ૨૯૫. જો કોઇ માણસ કોઇ પૂજાના ઠેકાણાનો અથવા જે પદાર્થને કોઇ પણ જાતિના લોકો પવિત્ર ગણતા હોય તે પદાર્થનો નાશ કરે અથવા તેને નુકશાન કરે ભ્રષ્ટ કરે એવા ઇરદાથીકે તેમ કરીને કોઇ પણ જાતિના લોકોના ધર્મને અપમાન પોંહોચાડવું અ-થવા એવું જાણીને કે એ પ્રમાણે નાશ અથવા નુકશાન અથવા ભ્રષ્ટ કરવાથી કોઇ પણ જાતિના લોકો પોતના ધર્મને અપમાન પ-હોચ્યું એમ સમજશે એવો સંભવ છે, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષાકરવામાં આવશે.

પી. કઃ ૨૯૬ કોઇપણ મંડળી દેવપૂજન અથવા ધર્મ સંબંધી ક્રિયા કરવામાં કાયદા મુજબ રોકાએલી હોય તેને, જે માણસ બુદ્ધિ-પુરવક અડચણ કરે, તે માણસને એક વરસની મુદતસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

પી. ક. ૨૯૭. કોઈપણ સખસનું દીલ દુખવવાના ઇરાદાથી, અથવા કોઇપણ સખસના ધર્મને અપમાન પોહોંચાડવાના ઇરાદાથી, અથવા એ કરવાથી કોઇ સખસનું દીલ દૂખશે અથવા કોઇ સખસ-ના ધર્મને અપમાન પોંહોંચશે એવો સંભવ છે એમ જાણીને, કોઇ પુજાની જગામાં, અથવા કબરસ્તાનમાં, અથવા પ્રેતસંસ્કાર કરવા સારૂં અથવા મુરદાં મુકવા સારૂ જુદી કાહાડેલી જગામાં, જે માણ-

સ વગરરજાએ પ્રવેશ કરે, અથવા કોઇ પ્રેતનું અપમાન કરે, અથવા પ્રેતસંસ્કાર કરવા સારૂ મળેલા કોઇ સખસોને અડચણ કરે તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમેતેપ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

પી. કો. ૨૯૮. ધર્મ સબંધી કોઇ પણ સખસનું દીલ દુખાવવાના પાકા ઇરાદાથી જે માણસ તે સખસ સાંભળે એમ કાંઇ શબ્દ બોલે, અથવા કાંઇ અવાજ કરે, અથવા તે સખસના દેખતાં કાંઇ ચાળા કરે અથવા તે સખસની દૃષ્ટિ પડે એમ કાંઇ પદાર્થ મુકે, તે માણને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

૩૮૦ ઉપલાગુન્હાપૈકી પી. કો. ૨૯૫–૨૯૬–૨૯૭એ ગુન્હાયોમાં પોલીસ વગરવારંટે પકડીશકે છે.

૩૮૧ પી. કો. ૨૯૮ ના ગુન્હામાં વગરવારંટે પકડીશકાયનહી.

૩૮૨ પી. કો. ૨૯૬ થી ૨૯૮ સુધીના ગુન્હાયોમાં ઘણુંકરીને પ્રથમ સમનથઈશકે.

૩૮૩ પી. કો. ૨૯૮ નો ગુન્હો ક્રિમીનલ. પ્રો. કોડ કલમ ૩૪૫ મુજબ માંડીવાલીશકાયછે.

૩૮૪ પી. કો. ૨૯૫–૨૯૬–૨૯૭ એગુન્હા માંડીવાલીશકાતા નથી.

૩૮૫ પી. કો. ૨૯૫ થી ૨૯૮ સુધીના ગુન્હાયોમાં જામીન લઈશકાયછે.

૩૮૬ પી. કો. ૨૯૫ થી ૨૯૮ સુધીના ગુન્હાયોનો ઈનસાફ પ્રેસીડેન્સીમાજીસ્ત્રેટ અથવા પેહેલા યા બિજાવર્ગના માજીસ્ત્રેટ કરી શકેછે.

૩૮૭ પી. કો. ૨૯૫ થી ૨૯૮ સુધી એમાંનો કોઈપણગુન્હો કોઈ પરસંસ્થાનમાં કર્યો હોય અનેતે ગુન્હો કરનાર બ્રિટીશઈન્ડીયામાં નાસીઆવેતો સને ૧૮૭૯ ના ૨૧ મા આકટની કલમ ૧૧ પ્રમાણે તે સંસ્થાંનના પોલેટીકલએજંટ વારંટકરી શકે નહી.



# અધ્યાય ૧૭ મો.

## ધર્માદામિલકત સંબંધી ફરીયાદ

૩૮૮ સાર્વજનિક ધર્માદા મિલકત સંબંધી ફરીયાદ કરવા વિસે નીયમ દિવાંની કાયદાઉપરથી આનિચે જણાવ્યો છે.

સી. પ્રો. કો. કલમ ૫૩૯. સાર્વજનીક, ધર્માદાય, અથવા ધર્મ સંબંધી કામ સારૂ સ્પષ્ટ અથવા ગર્ભીત રીતે ઉત્પન્ન થએલો કાંઈ જુમ્મો (ટ્રસ્ટ) તોડયો છે એમ કહેવામાં આવતુ હોય ત્યારે અથવા તેવા કોઈ જુમ્માનો (ટ્રસ્ટનો) વહીવટ કરવાસારૂ કોરટના હુકમની જરૂર જણાય ત્યારે પોતાના હોદ્દાના સંબંધથી આડવોકેટ જનરલ અથવા ટ્રસ્ટમાં જેમનો સબંધ હોય અને જેમણે આડવોકેટ જનરલની લખેલી સમતી મેળવી હોય તેવા બે અથવા વધારે સખસો, ટ્રસ્ટનો વિષય બધો અથવા થોડો ઘણો જે ડિસ્ટ્રિક્ટની દિવાની હકુમતની સંસ્થાનિક હદમાં હોય તે ડિસ્ટ્રિક્ટ કોરટમાં અથવા હાઇકોરટમાં નીચે પ્રમાણે હુકમનામું મેળવવા સારૂ ફરીયાદ કરવાને મુખત્યાર છે એટલે—

(अ) ટ્રસ્ટ અન્વયે નવા ટ્રસ્ટી નિમવાનુ.

(ब) ટ્રસ્ટ અન્વયે કઇ મીલકતનો હક ટ્રસ્ટીયોને પ્રાપ્ત કરવાનુ.

(क) જે જે બાબતોને માટે ટ્રસ્ટ હોય તે તે બાબતોમાં તે શા પ્રમાણમાં આપવુ એ ઠરાવવાનુ.

(ड) ટ્રસ્ટની બધી અથવા થોડી ઘણી મિલકત ભાડે આપવાનો. વેચવાનો, ઘરાણે મુકવાનો અથવા બદલવાનો અખત્યાર આપવાનુ.

(ई) તેની વ્યવસ્થા કરવા સારૂ કઇ યોજના મુકરર કરવાનુ અથવા કામના સવરૂપ પરમાંણે જોઇએ તેવી જાસતી અથવા બીજી કાંઇ દાદ અપાવવાનુ.

આડવોકેટ જનરલને આ કલમમાં જે અખત્યાર આપેલો છે તે ઇલાકાના મુખ્ય શેહેર બહાર સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને કલેક્ટર પણ ચલાવે અથવા સ્થાનિક સરકાર આ કામને વાસ્તે નિમે તેવો કોઇ અમલદાર ચલાવે.

સને ૧૮૪૦ ના આક્ટ નંબર ૧૦ ની કલમ ૨ આ ઉપરથી રદ કરી છે.

૩૮૯ હિન્દુ મુસલમાન અને બોધ એ સિવાયનેમાટે સને ૧૮૮૦ નો ધર્મસંબંધી મંડળીઓબાબતનો આક્ટનંબર ૧ લો છે તે જરૂરપડેતો જોવો.



## અધ્યાય ૧૮ મો.

### શરીરાવયવ.

૩૯૦ મનુષ્યના શરીરનાં આઠ અંગ નિચે પ્રમાણે ગણાય છે.

૨ બાહુ ૨ ઉરૂ ૧ પુઠ ૧ હૃદય ૧ શીર ૧ ઉદર.

૩૯૧ અંગુલીપ્રમુખને ઉપાંગ કહેછે.

૩૯૨ અંગતથા ઉપાંગ સિવાય કેશ, નખવિગેરે જે છે તેનું નામ અંગોપાંગ ઠરાવ્યુ છે.

૩૯૩ શારીરશાસ્ત્ર ઉપરથી માંણસનાં શરીરમાંહાડસંખ્યા નીચે પ્રમાણે ગણાયછે.

| | |
|---|---|
| ૮ મસ્તકની ખોપરીનાં | ૧૪ ચહેરાનાં |
| ૧ ડાકનું | ૨૬ કરોડનાં |
| ૧ ઉરોસ્થી | ૨૪ પાસલીના |
| ૬૪ બન્ને હાથના તથા ખભાનાં મલી. | ૬૨ બન્ને પગનાં તથાથાપાનાંમળી. |
| ૬ દરેક કાનમાં ન્હાનાંન્હાનાં ત્રણ ગણુતાં | ૩૨ દાંત |
| | ૨૩૮ |

૩૯૪ મસ્તકમાં જે ભેજુ રહેલુછે તેઉપર દાકતર લોકો બુદ્ધિનો આધાર માનેછે અને એમ જણાવેછે કે ભેજુ ત્રણરતલ યા. તેથી વધારે હોય તેનીબુદ્ધિ વિશેષહોય.

મનુષ્યની કેટલીઉમરે ત્રણરતલ ભેજુ હોઈશકે એએક સવાલ પેદાથાયછે તેનો જવાબ સાધારણ વીચારથી સુઝી આવસે પરંતુ જીવતામાણસનુ ભેજુ કેટલુછે તે કહેવુ અશકયછે કેમકે માણસની હયાતીમાં તેનુભેજુ તપાસીશકાયનહી ત્યારે તેધોરણ કોઇપણ માણસની હયાતીમાં તેની બુદ્ધિ અટકળવામાં કામેઆવેનહી.

૩૯૫ જૈનસાસ્ત્રમાં બુદ્ધિનો આધાર આત્માના ક્ષયોપશમ ઉપર અને તેના મુખ્ય ચારદ્વાર કહેલાંછે તે નીચે પ્રમાણે.

૧ ઉત્પાતિકી.(મનના ખાસવિચારથી જેબુદ્ધિ નિષ્પન્ન થાયછેતે)

૨ પરીણામીકી (વયેકરી બુદ્ધિનો જે ભાગ પ્રાપ્ત થાયછે તે)

૩ કારમણીકી (અભ્યાસને યોગે કરી બુદ્ધિપ્રાપ્ત થાયછે તે)

૪ વિનયકી (વિનયપૂર્વક બુદ્ધિ પ્રાપ્ત થાય છે તે)

મતીજ્ઞાનના ૩૪૦ ભેદ છે તે બુદ્ધિસાથે સંબંધિક થાયછે તે ભેદ કર્મગ્રંથે જોવા.

૩૯૬ શરીરમાં જે લોહી રહેલુંછે તે લોહીમાં સું સું પદાર્થ છે તેનેમાટે દાકતર નીચે પ્રમાણે હિસાબ બતાવે છે એટલે લોહીના કોઈભાગના એકહજાર અંશ કરીએતો તેમાં નીચે કહેલા અંશોના પદાર્થો ગણવા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૮૪ | પાંણી | ૧૩૧ | રક્તકણુ | ૭૦ | આલબ્યુમીન |
| ૬ | ખાર | ૨ | ફ્રિબિન | ૦૭ | પ્રચુરણુ |

એકંદર (૧૦૦૦)



## અધ્યાય ૧૯ મો.

### કર્મપ્રકૃતી ૧૫૮ ઉપ્રાંત ગણવાનું દિગ્પ્રદર્શન.

૩૯૭ જૈનશાસ્ત્રમાં પ્રેન્સીપલ (મુખ્ય આધાર) કર્મપ્રકૃતિઉપર દેખાડેલો છે તેનુ યથાર્થ સ્વરૂપ બંગજાંગ અતિસૂક્ષ્મ બુદ્ધિ ગમ્યછે.

૩૯૮ કોઇપણ જીવને સુખ દુઃખના અનેકપ્રકારો પ્રત્યક્ષ જોવામાં આવેછે તેનુ જે કાંઇ કારણછે તે કારણને કર્મ એવી સંજ્ઞા મનાયછે.

૩૯૯ (કર્મ) એએક પદાર્થના મૂલ ભેદ ૮ સાથે તે દરેકના ઉતર ભેદનો આંક આ નીચે બતાવ્યોછે.

૧ જ્ઞાનાવર્ણી (૫) ૨ દર્શનાવર્ણી (૯) ૩ વેદની (૨) ૪ મોહીનિ (૨૮)
૫ આયુકર્મ (૪) ૬ નામકર્મ (૧૦૩) ૭ ગોત્રકર્મ. (૨) ૮ અંતરાયકર્મ (૫)

એરીતે એકસોઅઠાવન ભેદ થાયછે તેને ઉત્તરપ્રકૃતી કહેછે.

૪૦૦ સદરહુ ૧૫૮ પ્રકૃતી ઉપ્રાંત ઉવરોતરપ્રકૃતી અનેકરીતે નીચેકહેલા ધોરણથી થઇશકેછે

૪૦૧ મોહીનિ કર્મમાં (માન) એ નામે ઉત્તરપ્રકૃતીછે તેમાં નીચેકહેલા આઠપ્રકારના મદ સમાયછે તેથી તેમાં સંખ્યા વધેછે.

૧ જાતીમદ ૨ કુળમદ ૩ બળમદ ૪ રૂપમદ ૫ તપમદ ૬ સૂતમદ ૭ લાભમદ ૮ એસ્વરીયમદ.

૪૦૨ ગોત્રકર્મમાં ઊંચગોત્ર એએક પ્રકૃતીછે તે ઊંચગોત્ર આઠ પ્રકારે ભોગવાયછે તેથીતે આઠ પ્રકારો તેમાં સમાયછે તેનીવિગત.

૧ જાતીવિશીષ્ટ ૨ કુલવિસીષ્ટ ૩ બળવિસીષ્ટ
૪ રૂપવિસીષ્ટ ૫ તપવિસીષ્ટ ૬ સુતવિસીષ્ટ
૭ લાભવિસીષ્ટ. ૮ એસ્વરીયવિસીષ્ટ.

એ આઠથી પ્રતીકુલરીતના બિજા આઠપ્રકાર નીચગોત્રના જાણવા એ હિસાબે ગોત્રકર્મના ૧૬ ભેદ થાય તેથી ગોત્રકર્મમાં ૧૬ ની વૃધી થશે.

૪૦૩ વેદનીકર્મમાં સાતાવેદની આઠપ્રકારે ભોગવાય છે તે એજે
૧ મનોજ્ઞશબ્દ ૨ મનોજ્ઞરૂપ ૩ મનોજ્ઞગંધ ૪ મનોજ્ઞરસ
૫ મનોજ્ઞસ્પર્શ ૬ મનસુખ ૭ વચનસુખ ૮ કાયસુખ.
એથી પ્રતીકુલરીતે આઠભેદ અસાતાવેદનીના જાંણવા.
એરીતે ૧૬ ભેદ વેદનીકર્મના ગણતાં તેમાં ૧૪ નો વધારો થશે.

૪૦૪ નામકર્મની ઉત્તરપ્રકૃતીમાં અંગોપાંગ નામકર્મ એએક ભેદ છે તેમાં ચિન્હરૂપ દ્રવ્યવેદ ત્રણ ૧ સ્ત્રી ૨ પુરૂપ ૩ નપુશક એ સમાયછે તેથીતેમાં એનીસંખ્યા વધે ઈત્યાદિ ઘણેપ્રકારે વધારો સમજીલેવો.



## અધ્યાય ૨૦ મો.

### જ્ઞાન તથા ધર્મની ઉન્નતિ વિસે.

૪૦૫ પ્રશ્ન જ્ઞાન અને સમકિત એ બેમાં પ્રથમકોણ એનો ઉત્તર એજે પ્રથમ સામાન્યરીતે જ્ઞાનની પ્રાપ્તીથાયછે અને જ્ઞાનને યોગેકરી સમકિત ઉત્પન્ન થાયછે. જે વારે સમકિત થયું તેવારે તેજ્ઞાનને સમ્યક્જ્ઞાન એમ કહેવામાં આવે છે એ હેતુથી પ્રથમ સામાન્યરીતે જ્ઞાન અને પછી સમકિત જાણવું સમ્યક્જ્ઞાન તથા સમ્યક્દર્શન એ બેની ઉત્પત્તિ

એકજવખતે કહીસકાય જેમ દીપકનોપ્રકાશ અને અંધારાનોનાશ એકજવખતે ગણાય તેમ એ સમજવુ.

૪૦૬ જ્ઞાન હરતરેહનુ સંપાદન કરવું એ આત્માનો ખાસ ગુણછે સંસારમાં જેટલાંજેટલાં દુઃખનાંકારણોછે તે સઘળાં કારણોમાં અજ્ઞાનનો સમાવેસ થાયછે અને જેટલાં સુખનાંકારણો છે તેસઘળામાં જ્ઞાનનો સમાવેશ થાયછે.

૪૦૭ જૈનજ્ઞાનવૃધી અર્થે આ નીચે કહેલા ઉપાયો શક્તિ અનુસાર યોજવાની ભલામણ છે.

૧ યોગ્ય દેખાય હેવી જગ્યોજગ્યોપર પુસ્તકાલય યાને જૈન લાઈબ્રેરી સ્થાપવી.

૨ યોગ્યયોગ્યસ્થલપર જેમ જરૂરહોય તેમ જૈનશાસ્ત્રનો તથા રાજ્યનીતિનો અભ્યાસ થાય હેવી શાળાઓ સ્થાપવી.

૩ ભણનારા લોકોની પરીક્ષાનેમાટે તેના કલાશ બાંધવા જોઈએ.

૪ ભણનારાઓએ સંપાદન કિધેલા જ્ઞાન પ્રમાણે તેમના દરજ્જાના નંબર વીગેરે ઠરાવવા જોઈએ અને વખતે વખત તેમને યોગ્ય પ્રમોસન મળવું જોઈએ.

૫ ભણનારા તથા જ્ઞાનાભિલાષી જનોને પુસ્તકો યોગ્ય રીતે બક્ષીસ દેવાં.

૬ શાસ્ત્રોનુમથન કરી કરાવીને તેમાંથી સાર સંગ્રહકરીને તેવાં પુસ્તકો તથા પૂર્વના જે ગ્રંથો વિશેષે કરીને જ્ઞાનદાયક હોય તે વર્તમાનકાળને અનુસરતી સરલભાષામાં પ્રસિદ્ધ કરવા જોઈયે અને તેનો બોહોળો ફેલાવો થાય તેમ કરવું જોઈયે.

૭ જ્ઞાનની વૃધી અને ધર્મનીઉન્નતિ અર્થે ઉપયોગી થઈ પડે હેવુ મ્હોટામાંમ્હોટું ફંડ થવું જોઈયે.

૪૦૮ સન ૧૮૮૧ ની ગણુતરીપ્રમાંણે આખા હિન્દુસ્તાનમાં માણુસની કુલવસ્તી સંખ્યા, ૨૫૫૦૭૩૭૫૩ તેમાં જૈનીની પાંચલાખ માણુસની સંખ્યા બતાવી છે. પણ જૈનીની સંખ્યા એથી વધારે હોવી જોઈયે એમ ચોકસ ગણુત્રી કર્યાવિના કલ્પનાથી કેટલાક લોકો કહે છે ગમે તેમ હોય પણ અન્ય હિન્દુ લોકો કરતાં જૈની કેહેવાતા લોકોની

સંખ્યા બહુજ અલ્પછે તેનુ મુખ્ય કારણ એમ કહી શકાસેકે કોઈપણ મ્હોટો દેશાધીપતિ રાજા જૈની નથી.

૪૦૯ જૈનધર્મનુ ગુણોત્પન્નનામ અહિંસકધર્મ કહેવાયછે બીજા અનેકમતોછે પણ તેમાં સર્વાંશદયા કહીશકાતીનથી અને જૈનધર્મ સર્વાંશદયાયુક્ત ઉત્કૃષ્ટોછે જેથી એમાં પાળવાનીવ્યવસ્થા હેવી કઠણુંછેકે તેથી પુદ્ગલીકસુખ ચાહાનારા જનો તેને ગ્રહણ કરીશકાતા નથી અને વર્તમાંન સુખાભીલાષી રાજા જૈની નહી થઈ શકવાનુ એ એક મ્હોટુ કારણુછે.

૪૧૦ તોપણ જો કોઈ હુશીયાર તીક્ષણ બુદ્ધિમાન મહારાજા મોક્ષધર્મનાં મૂલતત્વોના શોધનેમાટે દૃષ્ટીરાગ છોડીદેઈ જૈનસાસ્ત્રનું ચોકશ અવલોકન કરેતો તેઓ સાહેબ પોતાનીમેસે જૈનધર્મના અભીલાષી થાય એમાં શંશય રેહેતો નથી.

૪૧૧ હિન્દુસ્થાનની કાયદાકરનારી સભાએ સન ૧૮૭૨ ના પેહેલા આકટની (પુરાવાનાકાયદાની) કલમ ૪૫ માં ઈન્સાફને મદદકારક કુશલતાનાં ચારઅંગ કહેલા છે તેનીવિગત.

૧ પારકાદેશના કાયદા ૨ શાસ્ત્ર ૩ કળા ૪ અક્ષર ઓલખવા.

એમાં બિજાઅંગમાં સમાતુ જૈનશાસ્ત્ર અતીસૂક્ષ્માર્થ અને ગૂઢાર્થ ભરેલુછે તેનો અભ્યાસ કરવા હરકોઈ બુદ્ધિમાનોને ભલાંમણ કરવામાંઆવેછે એથી તેમની બુદ્ધિની તીક્ષ્ણતામાં વધારો થસે એમ આશા રહેછે.

૪૧૨ સામાન્યરીતે જૈનધર્મની ઉન્નતીના કારણુસર જૈનીસાધુએ નીચે કહેલું જ્ઞાન મેળવવાની આવશ્યકતા વર્તમાન કાળાનુસાર દિસે છે.

૧ ઈંગ્રેજીભાષાનુ લખવું ભાષણકરવું ઈત્યાદી વિસેષેકરીને.

૨ બ્રિટીશરાજ્યના તથા બિજાદેશનાં કાયદા સારીરીતે

૩ વર્તમાનમાં ચાલુંહોય હેવી દેશદેશની રાજ્યનીતિ સઘળી તરેહની

૪ જૈનશાસ્ત્રનો સૂક્ષ્માર્થ બોધ.

૫ શારીરાદિ શાસ્ત્રનો અનુભવગમ્ય બોધ

૬ બિજા અનેકતરેહનાં અને મતાવલંબીઓનાં શાસ્ત્રમાં વાકફીયત

# અધ્યાય ૨૧ મો.

## માર્ગણા.

૪૧૩ જીવોને પીછાંણવાની જુદીજુદીરીત બતાવનારી ચઉદ પ્રકારની માર્ગણાછે તેના ઉત્તરભેદ ૬૨ થાય છે તે હાવીરીતે.

૪ ગતિ ૫ ઈંદ્રી ૬ કાય ૩ જોગ ૩ વેદ ૪ કષાય ૮ જ્ઞાન ૭ સંજમ ૪ દંશણ ૬ લેશ્યા ૨ ભવ્ય ૬ સમકીત ૨ સંજ્ઞી ૨ આહારી

૪૧૪ પ્ર૦ જ્ઞાનમાર્ગણામાં પાંચજ્ઞાનની સાથે ત્રણ અજ્ઞાન ભેગાં ગણ્યાંછે તેનુ સુ કારણ.

ઉ૦ જેમ વસ્તુનો પરીછેદ પ્રકાશવાનાકાંમે પાંચજ્ઞાંન તથા ત્રણ અજ્ઞાન એ આઠની સાથે દર્શણ ૪ મલીને ૧૨ ને ઉપયોગસંજ્ઞાછે તેમ અહીં માર્ગણાદ્વારે સામાન્યપણે દરેકવર્ગથી જીવોનાપ્રકાર ગણવા અર્થે જ્ઞાનવર્ગમાં સામાન્યતાથી અજ્ઞાનના ત્રણભેદ જોડેલાછે તેજપ્રમાણે સંજમમાર્ગણામાં અસંજમ ઈત્યાદિરીતે સમાવેસ કરેલોછે.



# અધ્યાય ૨૨ મો.

## ગુણસ્થાંન.

૪૧૫ મોક્ષસાધન સંબંધે જીવનાગુણને અવલંબીને જે ચઉદસ્થાંનક કહેલાંછે તેનાંનામ નીચે પ્રમાણે.

૧ મિથ્યાત્વ ૨ શાસ્વાદન ૩ મિશ્ર ૪ અવિરતી ૫ દેશવિરતી ૬ સર્વવિરતીપ્રમાદી ૭ અપ્રમાદી ૮ અપૂર્વકરણ ૯ અનિવૃતી ૧૦ સૂક્ષ્મસંપરાય ૧૧ ઉપશાંતમોહ ૧૨ ક્ષિણમોહ ૧૩ સયોગી કેવલી ૧૪ અયોગીકેવલી એ દરેકસ્થાનને ગુણસ્થાન એવી સંજ્ઞા છે.

૪૧૬ ચોથા તથા આઠમા ગુણસ્થાનથી ક્ષપકશ્રેણી મંડાય છે.

૪૧૭ પૂર્વબદ્ધાયુજીવ આઠમાગુણઠાણેથી ક્ષપકશ્રેણી માંડી શકે નહી અનેજો તેણે ચોથે ગુણઠાંણેથી ક્ષપકશ્રેણી માંડીહોયતો તે સાતમાં ગુણઠાણાસુધી જઈશકે.

૪૧૮ અબદ્ધાયુજીવ ચોથે તથા આઠમે એમ ગુણસ્થાનથી ક્ષપકશ્રેણી માંડીશકેછે તથા તેણેકરીને તે તેજભવે મોક્ષ જઈશકેછે.

૪૧૯ તેરમેગુણઠાણે કેવલજ્ઞાન હોયછે તેને સમભીરૂઢનયથી મોક્ષ કહેછે.

૪૨૦ ચઉદમાગુણઠાંણા અંતે આયુકર્મની પૂર્ણતાથી મોક્ષ થાયછે તે એવંભૂતનયેકરી સઘળીરીતે મોક્ષ ગણાય.

૪૨૧ ગુણઠાંણાની વિશેષ માહીતિ ગુણસ્થાંનક્રમારોહ તથા કર્મગ્રંથ વીગેરેથી મેળવવી.



## અધ્યાય ૨૩ મો.

### ગુણશ્રેણી

૪૨૨ ગુણઠાંણાંથી જુદીરીતે મોક્ષસાધનના અનુક્રમની ૧૧ ગુણશ્રેણીં છે તેનાંનામ

૧ સમકીત. ૨ દેશવિરતી ૩ સર્વવિરતી ૪ અનંતાનુબં-
૫ દર્શનમોહીનિનો ક્ષય ૬ ઉપશમશ્રેણી ધી કષાયનીવિ-
૭ ઉપશાંત ( ૧૧ મુ ગુણસ્થાનુ ) શંયોજના.
૮ ક્ષપકશ્રેણી ૯ ક્ષિણમોહ ૧૦ સયોગીકેવલી ૧૧ અયોગીકેવલી

૪૨૩ પ્રશ્ન ગુણઠાંણાં અને ગુણશ્રેણી વચ્ચે મુખ્યતફાવત સું છે તે સંક્ષેપમાં કહો.

ઉત્તર— તફાવત

૧ મોક્ષસાધનનો યથાયોગ્ય અનુક્રમ જેવીરિતે ગુણશ્રેણીમાંછે તેવીરિતે ગુણઠાંણાંમાં નથી.



## અધ્યાય ૨૪ મો.

### ધ્યાન પ્રકાર.

૪૨૪ પ્રસસ્ત અને અપ્રશસ્ત એ બે તરેહનુ ધ્યાન કહેવાયછે.

૪૨૫ અપ્રશસ્ત ધ્યાનના બે ભેદ અને તેના આઠપાયા કહેવાયછે તેનાં નામ.

(૧) આર્તધ્યાનના ૪ પાયા. (૨) રૂદ્રધ્યાનના ૪ પાયા

| | |
|---|---|
| ૧ ઈષ્ટવીયોગ. ૨ અનિષ્ટસંયોગ. | ૧ હિંસ્સાનંદ ૨ મૃખાનંદ. |
| ૩ રોગચિંતા. ૪ અગ્રશોચ. | ૩ ચોર્યાનંદ. ૪ પરીગ્રહરક્ષણાનંદ |

૪૨૬ પ્રશસ્તધ્યાનના બે ભેદ અને આઠપાયા તે હાવીરીતે.

| (૧) ધર્મધ્યાનના ૪ પાયા | (૨) શુક્લધ્યાનના ચારપાયા. |
|---|---|
| ૧ આજ્ઞાવિચય. | ૧ પ્રથકત્વવિતર્ક સપ્રવિચાર. |
| ૨ અપાયવિચય. | ૨ એકત્વવિતર્ક અપ્રવિચાર. |
| ૩ વિપાકવિચય. | ૩ સૂક્ષ્મક્રિયા અનીવૃતી. |
| ૪ સંસ્થાનવિચય. | ૪ વુછીન ક્રિયા નીવૃતી. |

એમાં શુકલધ્યાનના છેલ્લાપાયા અંતે મોક્ષ થાયછે.

૪૨૭ આ બાબમાં કહેલા ધ્યાનની વિશેષબીના ગુણસ્થાનકમારોહ ઈત્યાદિ ગ્રંથોથી તથા પ્રાણાયામાદિ બાહ્યધ્યાનની વ્યવસ્થા યોગશાસ્ત્ર વીગેરે ગ્રંથોથી જાણવી.



## અધ્યાય ૨૫ મો.

### ભવ્ય.

૪૨૮ સામગ્રી સંયોગે કરી મોક્ષજવાને લાયક હોય તેને ભવ્ય કહે છે.

૪૨૯ પોતે ભવ્યછે કે અભવ્યછે તેની પીછાંણ પોતાનીમેળે થઈશકેછે તે. હેવીરીતેકે જેના દીલમાં હેવોવિચાર ઉત્પન્ન થાયકે હુ ભવ્યછુ યા અભવ્યછુ અર્થાત કોઇપણકાળે આ સંસારના જન્મમરણથી ટળીને મારી મોક્ષસિદ્ધિ થસેકેનહી. તે જીવ ભવ્ય જાણવો.

૪૩૦ જોઇએતેવી સામગ્રી મળે તોપણ જેજીવની મોક્ષગતિ થઈશકવાની નહી તે અભવ્ય કેહેવાય દ્રષ્ટાંત જુવોકે કોઈ વંધ્યાસ્ત્રીને પુરૂષનો સંયોગ થયાછતાંપણ તેને ફરજંદ થાય નહીં. તેમ અભવ્યને પંચેંદ્રીપણુ મનુષ્યભવ વજ્રરૂષભનારાચસંઘયણ તથા ધર્મના ઉપદેશક ગુરૂ ઈત્યાદિ સામગ્રીમળે તોપણ તે મોક્ષસાધન કરીશકેનહી અભવ્યની વધારે બિના અભવ્યકુલક વીગેરે ગ્રંથોથી જાણવી.



# અધ્યાય ૨૬ મો.

## સમકિત વિસે.

૪૩૧ સમકિત પ્રાપ્ત થયાવિના કોઈપણજીવ મોક્ષમાર્ગે નગણાય.

૪૩૨ મોક્ષચાહક જનોએ પહેલવેહેલુ સમકિત સંપાદન કરવાની આવશ્યકતાછે.

૪૩૩ (ક્ષાયકસમકિત)-એટલેઅનંતાનુબંધી ક્રોધ માન માયા લોભ એ ૪ તથા મિથ્યાત્વમોહીની મિશ્રમોહીનિ અને સમકિતમોહીનિમળી ૭ કર્મપ્રકૃતીનો જે ક્ષયકરે તેને ક્ષાયકસમકિત કેહેછે અને તેનીપ્રાપ્તી એકજવખતે થાયછે પછીતે નાશપામેનહી એનીહદ ચોથાગુણસ્થાનથી ચઉદમાસુધી છે.

૪૩૪ જેજીવે પરભવનુ આયુષ્ય બાંધ્યુ નહી હોય તે જીવ ક્ષાયકસમકિત પામેતો તે તેજભવે મોક્ષજાય.

૪૩૫ જેણે પરભવનુ આયુષ્ય બાંધ્યુહોય તેજીવ ક્ષાયકસમકિત પાંમેતો તેજીવ તે ભવથીગણતાં ત્રિજા યા ચોથાભવે મોક્ષજાય.

૪૩૬ કલમ ૪૩૩ માં કહેલી ૭ પ્રકૃતી જેણે ઉપશમાવીહોય તેને ઉપશમસમકિત કેહેછે તેનીહદ ચોથાથી અગીઆરમાગુણઠાંણા સુધીછે.

૪૩૭ સમકિતમોહીનિના ઉદયનેલીધે જે વેદકસમકિત કેહેવાય છે તેનુબીજુનામ ક્ષયોપશમછે તેનીહદ ચોથાથી સાતમાગુણઠાંણા સુધીછે.

૪૩૮ એસિવાય દ્રવ્યસમકિત ભાવસમકિત નિશ્ચે વ્યવહાર કારક રોચક દિપક અને સાતનયથી જુદેજુદીરીતે અનેકભેદો સમકિતના છે તેસર્વે સમકિતપચ્ચીસી વિગેરેગ્રંથોથી જાંણવુ.

સમકિતનુફળ સંક્ષેપમાં

૪૩૯ કોઈપણજીવને સમકિત કાયમહોય તે દરમિયાંન તેને નરક અને તીર્યંચના આયુષ્યનોબંધ થતોનથી જો આયુષ્યબાંધનાર સમકિતી મનુષ્ય હોય તો તેને અવશ્ય વૈમાનિક દેવતાનુ આયુષ્ય બંધાય અને જોતે આયુષ્ય બાંધનાર સમકિતી દેવતા હોય તો તેને મનુષ્યનુ આયુ બંધાય.

૪૪૦ જેને સમકિત હોય તે મોક્ષના માર્ગમાં દાખલથયો ગણાય.

# અધ્યાય ૨૭ મો.

## મોક્ષનુંબીજ સંક્ષેપમાં.

૪૪૧ સમભાવ એ એક મોક્ષનુ બીજછે એણેકરી મોક્ષથાય જુવો સંબોધસીતેરીની પેહેલીગાથામાં કહ્યુંછેકે.

સેયંબરોય આસંબરોય, બુદ્ધોય અહવ અન્નોવા;
સમભાવ ભાવીઅપા, લહેઈ મૂખ્ખં નસંદેહો. ૧

આઉપરથી એમમાંનવું જોઇએકે ભાવથી જૈનનૂસ્વલિંગ સમભાવછે.

૪૪૨ સમભાવ એ શબ્દવડે રાગદ્વેશથી રહીતપણે મનની નિર્મલતા સમજવી જેમકે શત્રુમિત્રઉપર એકસરખોભાવહોય ઈત્યાદિ.

સમભાવની પ્રાપ્તીનો ઉપાય.

૪૪૩ આત્મા અનાત્માનું સ્વરૂપજાણવુ એ સમભાવપેદા થવાનુંમુખ્યકારણછે તે સ્વરૂપ જાંણવામાં ખટદ્રવ્યનો તથા કર્મપ્રકૃતીનો વિશેષેકરીને બોધ જોઇયે તે બોધના સાધનભૂત સૂક્ષ્માર્થ ગ્રંથોનું અવલોકન કરવુંજોઇએ.

૪૪૪ નિશ્ચે તથા વ્યવહારથી તેમજ દ્રવ્યથી અને ભાવથી આત્માના દ્રવ્ય ગુણ પર્યાય સૂ છે તેમજ આત્માથી ભિન્ન પુદ્‌ગલાદિક અજીવપદાર્થના દ્રવ્ય ગુણ પર્યાય સૂંછે તે યથાર્થરીતે સમજવું જોઇયે તેનીસાથે કર્મવિપાક અને સપ્ત નયના ભેદ ભેદાંતર તથા સપ્તભંગીનુ સ્વરૂપ દેવ ગુરૂ ધર્મની પૂરી પિછાંણ નિશ્ચે તથા વ્યવહારથી કરવાની આવશ્યકતા છે.

૪૪૫ એ પ્રમાણે જ્ઞાનથાય ત્યારે આત્માથી ભિન્ન પુદ્‌ગલાદિક પદાર્થનો સંગ યાને પરિગ્રહ જેટલે દરજ્જે તજી શકાય તેટલે દરજ્જે તજવો જોઇએ



# અધ્યાય ૨૮ મો.

## બ્રિટીશ કાયદાઓને લગતા તથા ન્યાયને ઉપયોગી કાઢેલા સવાલોનો લઘુ કોશ.

## પ્રશ્નાવળી ભાગ ૧ લો.

## कायदा बोधकथी वाकेफ थाओ.

### ગુન્હાયો સંબંધી.

પ્રશ્ન

૪૪૬ પીનલકોડમાં સાધારણ અપવાદો માંહેનો કોઈપણ અપવાદ જેને લાગુ પડે નહી હેવો કોઈ સખસ જે કૃત્ય પોતાની જાતે કરવાથી. ગુન્હો ન ગણાય તેજ કૃત્ય તે સખસ પોતાની જાતે નહી કરતાં બીજા કોઈ પાસે કરાવે તો એથી તે કૃત્ય કરનાર તથા કરાવનાર એ બેઉ ગુન્હેગાર થાય હેવું કીયુ કૃત્ય છે તે બતાવો?

૪૪૭ ગુન્હો એક માણુસ કરે અને તેને માટે બીન ગુન્હેગાર બીજા માણસને બંધનમાં લેવાય એવી શું બાબત છે તે બતાવો? ( જામીનદાર સિવાય )

૪૪૮ અમુક સખસ મરી ગયો છે એવો ખોટો સંદેશો બદધાનતથી તાર માર્ગે કોઈ ખાનગી સખસને આપે તે આપનારપર શા શા ગુન્હા ગણાય?

૪૪૯ પી. કે. ૮૨—૮૩ માં ન્હાની ઉમરના બાળકોના કૃત્ય વિશે જે અપવાદો બતાવેલા છે તે અપવાદ નહી લાગતાં બીન શરતે તે બાળક ગુન્હામાં આવે એવી કઈ બાબત છે તે કહો?

૪૫૦ મૂળ ગુન્હેગારને જે સજા થઈ શકે તે કરતાં પણ વધારે સજા તેમાં મદદગારી કરનારને થઈ શકે એવી કેટલીએક બાબતો બતાવો?

૪૫૧ આડથી બાંધી મુકેલું વહાણ જંગમ કે સ્થાવર કેહેવાય?

૪૫૨ ગુન્હેગારને ઘરમાં રાખનાર ગુન્હેગારની સ્ત્રી તથા વરને મારી બાબત જે અપવાદો છે તે અપવાદો ન લાગતાં તેનાપર ગુન્હો ગણાય એવી શું બાબત છે?

૪૫૩ નીચે લખેલી કલમોમાં પરસ્પર તફાવત શું છે? પીનલકોડમાં.

(૧) કલમ ૧૭૬ ના બીજા ભાગ સાથે ક. ૨૦૨ નો તફાવત.

(૨) કલમ ૧૭૭ ના બીજા ભાગ સાથે કલમ ૨૦૩.

(૩) કલમ ૧૮૧ સાથે કલમ ૧૯૧.

૪૫૪ પી. ક. ૩૭૫ માં બળાત્કાર સંભોગની જે વ્યાખ્યા છે તેમાં પેહેલો પ્રકાર સ્ત્રીની મરજી નહી છતાં અને બીજો પ્રકાર તે સ્ત્રીની રજામંદી વગર એ બેમાં પરસ્પર શું તફાવત છે તે કહો?

૪૫૫ ખુન અને શિક્ષણીય મનુષ્યવધમાં શું તફાવત છે તે કહો?

૪૫૬ મનુષ્યહરણ અને મનુષ્ય નયનમાં શું તફાવત છે?

૪૫૭ ખોટી સાહેદી આપનારને મોતની સજા કીયે પ્રસંગે થઇ શકે છે?

૪૫૮ જે વસ્તુ ગુન્હો છે એવી કાંઇ વસ્તુ કરવાની કોઈ સખસ કોશીસ કરે તથા તે કોશીશમાં તે ગુન્હો કરવા તરફ કાંઈ કામ કરે તો પણ તે સખસ ગુન્હેગાર ન થાય એવી શું બાબત છે તે કહો? (આ પ્રશ્ન સાથે અપવાદોનો સબંધ નથી)

૪૫૯ પી. ક. ૩૨૦ ના ચોથા ભેદમાં કહેલા અવયવ—સાંધા એટલે શું તેનું સ્વરૂપ કહો?

૪૬૦ પોતાની મીલકતને નુકશાન કરનાર સખસ કયે પ્રસંગે ગુન્હેગાર થાય?

૪૬૧ પોતાના નામની સહી કરનાર સખસ ખોટા લેખનો ગુન્હેગાર કયારે થઇ શકે?

૪૬૨ નીરદોષ ઠરેલો દીવાનો કેદી પોતે સાજો થયા પછી કેદમાંથી નાસી જાય તો તેના ઉપર તથા તેને નાસીજવા દેનાર ઉપર કીયો ગુન્હો આવે?

૪૬૩ આગ લગાડવામાં અચાનક કોઈ સખસનું મોત થાય તો તે મોત બાબત મનુષ્યવધનો ગુન્હો આગ લગાડનારપર કયારે આવી શકે?

૪૬૪ (અ) એ (બ) ના નામથી જુબાની આપી એમાં (અ) એ શું ગુન્હો કીધો?

૪૬૫ "જળાશયમાં" (અ) એ (બ) ને તરવાનુ શીખવતાં દરમીયાંન (બ) જો પાણીમાં ડુબી મરી જાય તો (અ) પર કાંઈ ગુન્હો ગણાય કે કેમ?

૪૬૬ એક માલીકના ચાકરને બીજા સખસે કહ્યું કે તાહારા માલીકની અમુક વસ્તુ મને ચોરી લેઈ જવા દે. ચાકરે તે વાત માલીકને કહી. માલીકે તે બીજા સખસપર ગુન્હો સાબીત થવાના હેતુથી તે વસ્તુ તે બીજા સખસ પાસે લેવા દીધી. હવે તે લેનારે કાંઈ ગુન્હો કર્યો હોય તો શું ગુન્હો કીધો?

૪૬૭ કોઈ સ્ત્રીનો ધણી પાસે છતાં તે સ્ત્રીની ખુશીથી તેના સ્તનપર કોઈ બીજો સખસ હસ્ત સ્પર્શ કરે છે એથી ધણીને ક્રોધ પેદા થાય તો હસ્ત સ્પર્શ કરનારે શું ગુન્હો કીધો?

૪૬૮ એક દંત વૈદ્યે પોતાના ધંધાના કામ સારૂ કોઈ બાળકની ખુશીથી તથા તેને દશ રૂપીયા આપીને તેના બદલામાં તે બાળકના મ્હોમાંથી તેનો સુદૃઢ દાંત કાઢી લીધો તો તે કંઈ ગુન્હો છે કે કેમ. હોય તો શું ગુન્હો તે કહો કારણો સાથે?

૪૬૯ (અ) જડજની આગળ (બ) નામની એક સ્ત્રીનો મુકરદમો ચાલે છે (અ) (બ) ને એમ કહે છે કે તાહારી સાથે મને સંભોગ કરવા દેઈશ તો તાહારા મુકરદમામાં તને લાભ મળશે (બ) તે પ્રમાણે (અ) પાસે સંભોગ કરાવે છે—એમાં (અ) તથા (બ) ઉપર કંઈ ગુન્હા લાગે તો શું શું ગુન્હા લાગે? જો કદાપી તે સ્ત્રીએ સંભોગ નહી કરવા દીધો હત તો ગુન્હામાં શું ફરક પડત? તેમજ તે સ્ત્રી સધવા હત તો અથવા વિધવા હત તો શું ફરક પડત તે કહો?

૪૭૦ સો રૂપીયાની કીમતનું એક ચિત્ર છે તે કીમતી દસ્તાવેજમાં ગણાય કે કેમ?

૪૭૧ ભીખ ઉઘરાવનાર એક નાનકસાઈ કોઈ વેપારીની દુકાન આગળ જઈને ભીખ લેવા માટે પોતાના શરીરપર લોહી કાઢવાની કોશીસ કરે છે તેનીપર ગુન્હો શું લાગે?

૪૭૨ (અ) (બ) નુ અપહરણ કરીને નાસી જાય છે જેથી પી. ક. ૧૦૫ ની ત્રીજી રકમ પ્રમાણે (બ) ને ખાનગી બચાવના હકનું

કારણ રેહેતું નથી તો એવે પ્રસંગે (બ) પોતાના ખાનગી બચાવનો હક વાપરી શકે એવો બીજો કાંઈ ઈલાજછે કે કેમ હોય તો શું ઇલાજ કેવી રીતે તે બતાવો?

૪૭૩. પીનલકોડ સંબંધી સુધારા માટે કીયા કીયા આકટ થયા છે?

૪૭૪. (અ) (બ) ને એક વીંટી વેચે છે તે બદલ (બ) ખોટા શીક્કા આપીને (અ) ને ફસવે છે (ક) ને તે હકીકત માહીત છતાં તે વીંટી (બ) પાસેથી તેની જે કીમત તેથી કમી કીમતથી લે છે એમાં શા શા ગુન્હા થયા?

૪૭૫. (અ) તથા (બ) એ બે સ્ત્રીઓને એકબીજાથી વૈર છે (બ) સુતેલી છતાં (અ) (બ) ના માથાના સર્વે કેશ કાપી નાંખે છે એમાં (અ) થી શો ગુન્હો થયો?

૪૭૬. (અ) (બ) ને પીતળની વીંટી સોનાની કહીને વેચેછે (બ) તેજ બાબત ખોટા શીક્કા આપીને (અ) ને ફસવે છે. એમાં શું ગુન્હા બન્યા?

૪૭૭. હું કરજ ફેડવાને ચુકુ તો મ્હારા લેણદારે મ્હારી ખેતીનો માલ જબરીથી લેવો એમ દેણદારે કબુલ કર્યું—કરજ ફેડવાને મુદત પુરી થઈ ગઈ ત્યારે દેણદારે ના કહી તથાપિ લેણદાર પોતે દેણદારના ખળામાં પેઠો અને તે માલ લેઈ ગયો તથા તે તેણે વેચ્યો. એમાં લેણદારે શું ગુન્હો કર્યો?

૪૭૮. કયા કરાર તોડવાથી ગુન્હા થાય. અને કયા કરાર તોડવાથી માત્ર દીવાની ફરીયાદ ચાલે?

૪૭૯. કોઈએક સધવા સ્ત્રી કોઈ બીજા પુરૂષને એમ કહે છે કે તું મ્હારાથી સંભોગ કર. નીકર હું મરીશ. તે પરથી તે પુરૂષ તે સ્ત્રીની સાથે સંભોગ કરે છે એમાં પુરૂષપર અને સ્ત્રીપર ગુન્હા ગણાય તો શું શું ગુન્હા તે કહો?

૪૮૦. બીજાના મોમાં થુંકવું એ શો ગુન્હો થાય?

૪૮૧. (અ) (બ) ની હજામત કરે છે (ક)ની ઉશકેરણીથી (બ) ની એક તરફની મુછ (અ) કાઢી નાંખે છે. એમાં (અ) તથા (ક) એ શો ગુન્હો કીધો?

૪૮૨. (અ) પોતાની કાયદેસર લગ્ન થએલી સ્ત્રી દશ વરસથી ઓછી ઉમરની સાથે તેની ખુશીથી સંભોગ કરે છે અને તે એમ સમજે છે કે પોતાની સ્ત્રી સાથે સંભોગ કરવો એવો અધિકાર છે. એ વિશે તેને કાયદાની માહીતી નથી. તો તેના કૃત્યનો સમાવેશ કીયા અપરાધમાં ગણાય. અને કાયદાની ખોટી સમજથી ફાયદો ન મળી શકે એવા આધારો કાયદામાં કીયા છે હોય તે બતાવો?

૪૮૩. બુદ્ધિપૂર્વક એનો તાત્પર્યાર્થ શું છે તે વિશેષે કરીને કહો?

### સૂચક પ્રશ્ન.

૪૮૪. પીનલકોડના ૧૧ મા બાબ માંહેના કોઈ ભાગમાં સમાય હેવો કીયો ગુન્હો. હેવે કેવે પ્રસંગે છે કે તે સાંભળવાને માટે હૈકોર્ટની પરવાનગી જોઈએ તે અને એ બાબત કાયદાનો નિયમ બતાવો.

---

## અધ્યાય ૨૯ મો.

### સાધારણ તથા અલ્પ અભ્યાસીઓને સારૂ ઉપયોગી તથા સેહેલાં ( સુગમ ) પ્રશ્નો.

૪૮૫. ધ્યાન એટલે શું તેની વ્યાખ્યા કહો તથા તેમાં સાલંબની અને નિરાલંબની ધ્યાન કોને કેહેવુ તથા તે કયા કયા ગુણુઠાણે—વળી ધ્યાંનાંતરીકા કયા ગુણુઠાણે કેટલા કાળ સુધી તે બતાવો?

૪૮૬. સપ્તભંગીનુ શું સ્વરૂપ છે તે બતાવવાની સાથે નયની સપ્તભંગીનુ સી રીતે તે તેના કારણુ સાથે કહો?

૪૮૭. આગમથી અને નોઆગમથી એ બે પ્રકારે ભાવ નિક્ષેપો કોને કહીયે?

૪૮૮. ચાર નિક્ષેપામાં કારણુ–કાર્ય રૂપ ર્કુ બતાવો?

૪૮૯. સ્થાપના નિક્ષેપામાં નામ–સ્થાપના; દ્રવ્ય–ભાવ એ ચાર નિક્ષેપા કઈ રીતે લાગુ પડે તે બતાવો?

૪૯૦. વર્ગણા રૂપી અને અરૂપી એ બે પ્રકારની હોય છે કે કેમ અને તે કેવી રીતે?

૪૯૧ જુદે જુદા અર્થાભિપ્રાયથી લેશ્યાની હદ કયા કયા ગુણ ઠાણા સુધી લાગુ પડે.

૪૯૨. હુંડાઅવસરપિણી એવુ વર્તમાન નામ શા કારણથી કેહેવાય છે તે દાખલા પૂર્વક કહો?

૪૯૩. પર જીવના પ્રાણુની દયાનું ફળ શું? અને મોક્ષ ફળદાયક દયા કોને કહીયે?

૪૯૪. તત્વ રૂપ હિંસા કોને કહીયે તે તથા તેવી હિંસાનુ કારણુ કઈ હિંસા તે કહો?

૪૯૫. યોગ સ્થાનક તથા સંયમ સ્થાનક એ બેઉના સ્પર્ધકવાલી વર્ગણા કેટકેટલા અવિભાગની થાય છે?

૪૯૬. પ્રભુનુ ચારીત્ર અનંતુ તે સી રીતે સમજવું?

૪૯૭. પ્રશસ્ત રાગ તથા અપ્રશસ્ત રાગ કોને કહીએ તે શાસ્ત્ર દાખલા પૂર્વક કહો અને તે કયે ગુણઠાણે હોય?

૪૯૮. બહીરાત્મા—અંતરાત્મા તથા દ્રવ્ય ભાવથી પરમાત્મા કોને કહીએ અને કઈ કઈ નયના જીવો તેમાં ગણાય?

૪૯૯. કર્મ ગ્રંથ અને આગમ સૂત્ર એ બેઉ વચ્ચે મુખ્ય તફાવત શું શું છે?

૫૦૦. સાસ્વાદન ગુણઠાણે સૂત્રાભિપ્રાયે મતી, શ્રુત અજ્ઞાન કહ્યું અને કર્મ ગ્રંથાભિપ્રાયથી મતી, શ્રુત જ્ઞાન કહ્યું તેનુ શું કારણ?

૫૦૧. સૂત્રાભિપ્રાયથી જેને ઉદારિક મિશ્ર યોગ કેહેવાય તેને કર્મ ગ્રંથાભિપ્રાયથી વૈક્રીય મિશ્ર તથા આહારક મિશ્ર યોગ કેમ કહ્યા તેનુ કારણુ બતાવો?

૫૦૨. એકેંદ્રી માર્ગણાએ સૂત્રમાં સાસ્વાદન ગુણઠાણુ નહી કેહેતાં કર્મ ગ્રંથમાં સાસ્વાદન કહ્યુ તેનું કારણ શું?

૫૦૩. અસંખ્યાતી વર્ગણાએ સ્પર્ધક થાય છે કે કેમ અને તે વર્ગણા કઈ જાતની.

૫૦૪. પરમાણુ અને રસ વિભાગના પલી છેદ એ બેમાં વધારે કોણુ?

૫૦૫. સમસ્ત જીવ વધારે કે એક જીવના રસ વિભાગ પલીછેદ વધારે?

૫૦૬. કર્મ ગ્રંથ વગેરેમાં મૂઢમતીને સમજાવવા યોગ્ય શું શું વાતો કહી છે કે જેનો પરમાર્થ જુદોજ હોય એમાંની કેટલી એક બતાવો?

૫૦૭. યથા પ્રવૃતી કરણ કયા કયા ગુણઠાણે હોય તે તેના હેતુ સાથે કહો?

૫૦૮. સર્વ લોક પ્રમાણ જે મહાસ્કંધ કેહેવાય છે તે સચિત તથા અચિત એ બેઉ પ્રકારે સી રીતે?

૫૦૯. ગુરૂ લધુ અને અગુરૂ લધુ પુદગલની સી સમજ છે?

૫૧૦. રસ સ્થાનકના સ્પર્ધકની અને યોગ સ્થાનકના સ્પર્ધકની વર્ગણામાં શું ફેરફાર છે.

૫૧૧. ભાવ રસ અને દ્રવ્ય રસનો ભેદ બતાવો?

૫૧૨. સ્થિતી પ્રમાણે કર્મદલનો ભાગ હોય કે કેમ—જો બીજી રીતે હોય તો તે કઈ રીતે?

૫૧૩. દેશ વીરતી અને સર્વ વીરતીપણુ પામતો જીવ ત્રણ કરણ માંહેલાં કેટલાં કરણ કરે?

૫૧૪. સાસ્વાદન ગુણઠાંણુ છોડીને ફરીથી સાસ્વાદને આવતાં જઘન્ય અંતર કેટલુ હોય?

૫૧૫. સમકિત પામ્યા પછી અર્ધ પુદગલપરાવર્તન જેટલો જે ઉતકૃષ્ટ કાળ કહ્યો. તે શ્રેણી વાલાને લાગુ પડે કે કેમ અને જેણે અનંતાનું બંધીની ચોકડી સત્તામાંથી ક્ષય કરી હોય તેને સી રીતે લાગુ પડે તે કહો?

૫૧૬. શીર્ષ પ્રેહેલિકા કેટલા આંકે હોય અને તેની ગણતી સી રીતે—અને તે તથા ચોથા કર્મ ગ્રંથમાં સંખ્યાતાના ત્રણ ભેદ પાડીને ઉતકૃષ્ટ સંખ્યાતાની સમજ બતાવી છે એ બેઊ વચ્ચે શું તફાવત છે તે કહો?

૫૧૭. દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી પુદગલ પરાવર્તન ગણવામાં કાળ કમી જાસ્તી કોનો?

૫૧૮. સ્થિતી બધ અને અનુભાગ બંધનું અસાધારણ કારણ શું છે અને તેમાં શું પરમાર્થ રહેલો છે.

૫૧૯. ચઉદ રાજનો આકાર કેટલા પ્રકારથી કેહેવાય છે

અને તેમાં કયો પ્રકાર યથાર્થ છે તથા નરના આકારે લોક કેહેવાનુ શું કારણ તે બતાવો?

૫૨૦. આકાશ પ્રદેશની શ્રેણી–પ્રતર અને ધન કોને કહીયે તેની સમજ બતાવો?

૫૨૧. કેઈ ગતીનુ આયુ બાંધ્યુ હોય તે જીવ ઉપશમ શ્રેણી માંડી શકે?

૫૨૨. ઉપશમ શ્રેણીમાં જે મરણ પામે તે પૂર્વ બંધાયુ કે અબંધાયુ?

૫૨૩. ધર્મ ધ્યાને છતાં ક્ષપક શ્રેણી પ્રારંભે કે કેમ અને તે કયો જીવ?

૫૨૪. કઈ લેશ્યામાં શ્રેણીનો પ્રારંભ થાય?

૫૨૫. ચારીત્ર મોહીનીની ક્ષપણાનો આરંભિક જીવ પ્રથમ કઈ પ્રકૃતી ખપાવે તેનો મતાંતર કહો?

૫૨૬. અસંખ્યતાના કયા ભેદમાં નારકી જીવો ગણાય?

૫૨૭. સાત રજ્જુની એક પ્રદેશિક શ્રેણીના આકાશ પ્રદેશ અસંખ્યાતાના કયા ભેદમાં ભળે?

૫૨૮. ચોથા કર્મ ગ્રંથમાં અનંતાના જે નવ ભેદો કહેલા છે તેથી બીજી રીતના ભેદો બતાવો અને તેનું કારણ શું સમજાય છે?

૫૨૯. કર્મ પ્રકૃતીના અંતર ભેદો તથા યોગ સ્થાનક–સ્થિતી બંધનાં અધ્યવશાય સ્થાનક તથા રશ બંધનાં અધ્યવશાય સ્થાનક અને અનુભાગ (રસ) નાં સ્થાનક એઓમાં એક બીજાથી કમી જાસ્તી કોણ?

૫૩૦. સિધને સાત નય લાગુ પડે કે કેમ અને તે કેવી રીતે કયા કારણુસર–અને એકજ એવંભૂત નય કયા કારણુસર લાગુ પડે?

૫૩૧. ઉદય અને ઉદીરણામાં શું ફરક છે કઇ કઈ પ્રકૃતીઓ ઉદયની સાથે ઉદીરણામાં ન હોય તથા હોય તે બતાવો.

૫૩૨. એકેંદ્રીમાં ચેતનપણુ ગણવા યોગ્ય જ્ઞાન બતાવો? વિશેષ અવઓધ રૂપ જ્ઞાન તેનામાં શી રીતે ઠરાવી શકાય–અને તેને ધ્યાન વીસે શું સજમવું?

૫૩૩. જ્ઞાનને સાકાર અને દર્શનને અનાકાર કેહેવાનો હેતુ શું છે?

૫૩૪. જુદે જુદા પ્રકારથી ચઉદ વિદ્યાનાં નામ બતાવો?

૫૩૫. ધ્યાન અને મનની પ્રવૃતીમાં તથા ધ્યાન અને યોગ પરીણામ એ બેઉનાં લક્ષણોમાં પરસ્પર શું તફાવત છે?

૫૩૬. વ્યંજના વગ્રહનુ લક્ષણ બતાવો તથા મન અને ચક્ષુને વ્યંજનાવગ્રહ શા માટે નિષેધ્યો તેનુ કારણ કહો?

૫૩૭. વ્યંજનાવગ્રહ વિના પ્રથમથી અર્થાવગ્રહ મનને કેવી રીતે લાગુ પડે?

૫૩૮. દિવાનાપણાને લીધે સાધુ યા શ્રાવક વ્રત ભંગ થાય તો તેને યાઃ વ્રત ભંગ ન થતાં દીવાનાપણુ પ્રાપ્ત થાય તો તેને ગુણઠાંણું કયુ સમજવુ?

૫૩૯. અણાહારી કરતાં આહારી જીવ અસંખ્યાત ગુણા કહ્યા તેનું કારણ શું તે બતાવો?

૫૪૦. મહાવીરસ્વામી મહારાજના વખતમાં કોનો સંવત ચાલતો હતો અને તેમનો જન્મ કેઈ સાલમાં થયો?

૫૪૧. જેને બલાત્કાર સંભોગનો ગુન્હો લાગુ પડી શકે એવું કયા પ્રકારનું કૃત્ય છે કે તેમાં ચોથાવ્રતના અતીચાર માંહેનો કોઈ એક અતિચાર સમાય તે તે અતીચારના નામ સાથે કહો?

૫૪૨. શુક્લ ધ્યાનના ચાર પાયામાં કયેકયે પાયે કયા કયા લક્ષણની કેટકેટલી લેશ્યા હોય?

૫૪૩. યુગલીઆના વાલમાં અને કર્મ ભોમીના મનુષ્યના વાલમાં શું તફાવત છે એટલે યુગલીઆના કેટલા રોમખંડે કર્મ ભોમીના મનુષ્યનો રોમખંડ થાય?

૫૪૪. પલ્યોપમનું માન ગણવાને પ્રસંગે જે જુગલીઆનો વાલાગ્ર ગણાય છે તે તીર્યંચનો કે મનુષ્યનો તથા તે કેટલી વયના જીવનો તેમજ કુવાનું જે માન ગણવું તે ઉછેદ આંગુલથી કે પ્રમાણ આંગુલથી યા આત્મા આંગુલથી તે કહો?

૫૪૫. ધર્મ ધ્યાનનો પેહેલો પાયો આજ્ઞા વિચય અને સમકિત સદહણા એ બેમાં શું તફાવત છે?

૫૪૬. જીવના ભેદ ઉપાધીક અને સ્વભાવિક કયા સમજવા?

૫૪૭. એક મુહુર્તના એક વર્ષના અને કોટી વર્ષના સમય કિયા અસંખ્યાતે કહીયે (અસંખ્યાતાના નવ ભેદ માંહેનો ગમે તે ભેદ કહો ?)

૫૪૮. ઈચ્છા નિરોધ અને ક્રિયા નિરોધ એબેમાં શું તફાવત છે?

૫૪૯. પ્રાણ અને પર્યાપ્તીમાં શું તફાવત છે તેમજ એ બેઉમાં પ્રથમ કોણ ?

૫૫૦. ગતી કારણરૂપ ધર્માસ્તીકાય અને સ્થીર કારણરૂપ અધર્માસ્તીકાય એ બેઉનો સમાવેશ ચાર કારણો પૈકી કિયા કારણમાં થઈ શકે ?

૫૫૧. સમઘાતુનાં નામ ગુણ પૂર્વક કહો ?

૫૫૨. પર્યાપ્તાને અપર્યાપ્તા કેહેવાય અને અપર્યાપ્તાને પર્યાપ્તા કેહેવાય તે કયેકયે પ્રસંગે.

૫૫૩. સર્વ જીવને હિતકારી પ્રકૃતી કઈ અને તે આઠ કર્મ મધ્યે કયા કર્મમાં સમાય તે બતાવો ?

૫૫૪. ઉતસર્ગનયથી તથા અપવાદનયથી સંવર કોને કહીયે ?

૫૫૫. સમકીતનુ બીજ—ધર્મનુંબીજ—અને મોક્ષનું બીજ—એમાં પરસ્પર શું તફાવત છે ?

૫૫૬. અનંતાનુ બંધીની ચોકડી સમકીત રોધક છતાં તેને ચારીત્ર મોહીનીમાં કેમ ગણી છે અને તેને ચારીત્ર મોહીનીમાં ગણવી એમ કોઈ મત હોય તો તે બતાવો?

૫૫૭. કયા કયા કર્મના ઉદયથી કયા કયા પરીશહ થાય છે અને તેમાં અનુકુલ પ્રતીકુલ કયા.

૫૫૮. જીવ અને પ્રાણી એ શબ્દોના અર્થમાં જૈનશાસ્ત્રાભીપ્રાયથી તથા કાયદાભિપ્રાયથી શું ફરક છે.

૫૫૯, ઉપશમશ્રેણી પ્રારંભે મોહીની કર્મની કેટલી પ્રકૃતી સત્તામાં હોય તે જુદે જુદા મતાભિપ્રાયથી કહો?

૫૬૦. અચરમ શરીરી મનુષ્ય ક્ષપક શ્રેણી માંડી શકે કે કેમ. તેમજ ક્ષપક શ્રેણી માંડ્યા પછી ઉપશમ શ્રેણી માંડી શકાય કે કેમ?

૫૬૧. મોહીની કર્મની ૨૮ પ્રકૃતી પૈકી એક જીવ એક સ-

મયમાં ક્યે ગુણઠાંણે કેટલી પ્રકૃતીનો બંધ કરે તે તેના કારણ સાથે કહો અને કષાયના બંધ તથા ઉદયમાં શું તફાવત છે?

૫૬૨. જીવને શાતા પમાડવી તેને ધર્મ કહીયે કે અશાતા ટાલવી તેને ધર્મ કહીયે. અને એ બન્ને વચ્ચે શું તફાવત છે?

૫૬૩. પાણી ગળીને પીઓ તથા ગળા વિના ન પિઓ અથવા અગ્ની આરંભમાં લાકડાં જોઈને નાખો અને જોયા વિના નહી નાખો એમ કેહેવામાં પરસ્પર શું તફાવત છે તે બતાવો?

૫૬૪. સ્યાદવાદના જે આઠ ભેદ કેહેવાય છે તેના નિશ્ચે વ્યવહારથી ૧૬ સોલ પ્રકાર બતાવો?

૫૬૫. સાત વ્યસનનુ દ્રવ્ય તથા ભાવથી સ્વરૂપ સાથે અઢાર પાપસ્થાન મધેના કિયા ભેદો લાગુ પડે છે?

૫૬૬. એકેંદ્રી માર્ગણાએ સાસ્વાદન ગુણઠાણે મનુષ્યાયુ તથા તીર્યંચાયુના બંધ વિશે જે મતાંતર છે તેમાં કયો મત પુષ્ટી કારક છે અને તેને માટે પાકુ કારણ શું છે તે કહો?

૫૬૭. મનપર્યવ જ્ઞાનથી મનના પર્યાય જાણી શકાય તેમ અવધી જ્ઞાનથી જાણી શકાય કે કેમ અને તે કઈ રીતે?

૫૬૮. મનુષ્ય ગર્ભની સ્થિતીના કાળ વિસે સામાન્ય અનુનુમાન જૈન શાસ્ત્રથી તેમજ ન્યાય વૈદક તથા કાયદાના અભિપ્રાયથી સી રીતે છે તે તેના ફેરફાર સાથે કહો?

૫૬૯. પ્રાચિન કાળમાં વૈંસ્ય જાતી શું ધંધો કરતા તે ઈતીહાસ પરથી કહો?

૫૭૦. આહારિક અને અણાહારિક એ બે ભેદ લાગુ પડે એવાં મિશ્રીત ગુણઠાંણાં કયાં છે અને તે સિવાયનાં ગુણઠાણાંમાં આહારિક કિયાં તથા અણાહારિક કિયાં તે કહો?

૫૭૧. વાટે વેહેતા જીવને ગુણઠાંણાં, પ્રાણ, જોગ, શરીર, દ્રષ્ટી ઉપયોગ કેટલા તે કહો?

૫૭૨. પાંચ જ્ઞાનની સ્થિતી દરેકની કેટ કેટલી તે સાથે અજ્ઞાનની ત્રણ સ્થિતી પણ બતાવો?

૫૭૩. રૂપી પરમાણુવો તથા અરૂપી પરમાણુવો કોને કહીયે તેનું સ્વરૂપ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી તપસીલ પૂર્વક કહો?

૫૭૪. પર્યાય અને પરમાણુવામાં શું ફરક છે તે બતાવો અને કઈ રીતે પર્યાયને પરમાણુવામાં ગણી શકાય!

૫૭૫ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી સપ્રદેશી અને અપ્રદેશી કોને કહીયે?

૫૭૬. વ્યવહાર નયના લક્ષણ સાથે કહો કે અશુદ્ધ વ્યવહાર નયને લાગુ પડતાં તથા શુદ્ધ વ્યવહાર નયને લાગુ પડતાં ગુણઠાંણાં ક્યાં અને અશુદ્ધ વ્યવહારમાં કયા કયા ભેદ સમાય છે અને શુદ્ધ વ્યવહારનું વર્તન છતાં કર્મનો બંધ થઈ શકે છે કે કેમ– અને તે શુદ્ધ વ્યવહારનો અવિછિન કાળ કેટલો?

૫૭૭. પુદગલની સાત વર્ગણામાં પ્રદેશ કમી જાસ્તી પરસ્પર કેવી રીતે?

૫૭૮. સમકીતની દશ રૂચીમાં આજ્ઞા રૂચી અને રોચક સમકીત તથા ધર્મ ધ્યાંનનો પેહેલો પાયો આજ્ઞા વિચય એ ત્રણમાં એક બીજાથી શું તફાવત છે?

૫૭૯. મૃખા યોગ કયા ગુણઠાંણા સુધી હોય અને તે સા કારણથી તથા મૃખા બોલવાનાં મુખ્ય કારણો ક્યાં છે?

૫૮૦ શ્રધા રૂચી અને દ્રવ્ય સમકીત એ બે વચ્ચે શું તફાવત છે?

૫૮૧. જીવને પોતાના સ્વરૂપનું ધ્યાન કરવામાં શો વિચાર કરવો કે જે શુકલ ધ્યાનને લગતો થાય?

૫૮૨. વ્યવહાર રાસી તથા અવ્યવહાર રાસી કોને કહીયે તે વિસે મતાંતર બતાવો?

૫૮૩. અગુરૂ લઘુ પર્યાયનુ ઉત્પાદ વયપણુ સી રીતે તે બતાવો?

૫૮૪. અગુરૂ લઘુ સ્વભાવ અને આત્મ દ્રવ્યનો અગુરૂ લઘુ ગુણ એમાં શું તફાવત છે?

૫૮૫. જીવાદિ નવ પદાર્થને તત્વ કેહેવાનુ શું કારણ તે દરેક ભેદથી તપસીલવાર કહો?

૫૮૬. નિશ્ચે તથા વ્યવહાર એ બેઉ નયાભિપ્રાયથી નવતત્વમાં ત્યાગવા યોગ્ય–જાણુવા યોગ્ય આદરવા યોગ્ય ક્યાં ક્યાં તત્વ છે તે

તેના કારણુ સાથે કહો? અને તે સંબંધી નિશ્ચે વ્યવહારના તફાવતનુ કારણુ બનાવો?

૫૮૭. દ્રવ્ય પ્રાણુ–ભાવ પ્રાણુ એ બેઉ વચ્ચે–અને મૂળ પ્રાણુ–ઉત્તર પ્રાણુ એ બેઉ વચ્ચે શું તફાવત છે અને દ્રવ્ય પ્રાણુના નાશ વડે કરીને ભાવ પ્રાણુની હાની થાય છે કે કેમ જો થાય તો કેવી રીતે અને ન થાય તો તે શી રીતે?—

૫૮૮. દ્રવ્ય તથા ભાવ એ બેઉ પ્રકારે મૂળ તથા ઉત્તર પ્રાણુની તપસીલ બતાવો?

૫૮૯. સપ્ત નયમાં દ્રવ્ય જીવ સંબંધે કેટલી નય તથા ભાવ જીવ સંબંધે કેટલી નય લાગુ પડે તથા દ્રવ્ય જીવમાં અને ભાવજીવમાં તત્વ કેટલાં કેહેવાય?

૫૯૦. નવ તત્વનાં મુળ, જીવ, અજીવ એ બેમાં કયાં કયાં તત્વ સમાય અને તેને જુદાં પાડવાનો શું હેતુ–અને ખટ દ્રવ્યની સાથે નવ તત્વનુ મીલાંન કેવી રીતે તથા તેમાં રૂપી અરૂપીની સંખ્યા કહો?

૫૯૧. નવ તત્વમાં નિગોદીઆ જીવને, નારકીને મહા વિદેહ ક્ષેત્રના મનુષ્યને તીર્યંચને અને દેવતાને કેટકેટલા તત્વ લાગુ પડે; તે કહો?

૫૯૨. નવ તત્વમાં ભવ્ય અભવ્યને તથા દ્રવ્ય સમકિતીને તથા ભાવ સમકિતીને કેટકેટલાં તત્વ લાગુ પડે તેમજ દ્રવ્ય શ્રાવકને કેટકેટલાં તત્વ લાગુ પડે?

૫૯૩. નીચેની ગથાનો ઊત્તરાર્ધ ભાગ જેને લાગુ પડે તેને ગુણુઠાંણુ કયુ સમજવુ?

## गाथा.

જીવાઈ નવ પયથ્થે ॥ જો જણાઈ તસ્સહોઇ સમ્મતં ॥
ભાવેણુ સદહંતો ॥ અયાણુ માણેવી સમ્મંતં ॥

૫૯૪. દ્રવ્ય તથા ભાવથી નવ રશ કોને કહીયે?

૫૯૫. જીવના ૫૬૩ ભેદ કેહેવાય છે તેમાંના કયા કયા ભેદે મૃત્યુ લાગુ ન પડે?

૫૯૬ દેશવીરતી ગુણઠાણુ લાગુ પડવા માટે કયા વ્રતની જરૂર છે?

૫૯૭. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, એમાં સૂક્ષ્મ બાદરની સમજ શી રીતે?

૫૯૮. ખટ દ્રવ્ય તથા નવ તત્વને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ લાગુ પાડવાની કોઈ એક રીત કહો?

૫૯૯. જે દ્રવ્ય તે ભાવમાં ગણાય અને જે ભાવ તે દ્રવ્યમાં ગણાય એવા નયાભિપ્રાય બતાવો?

૬૦૦. કાળાદિ પાંચ સમવાય કારણ અને ઉપાદાનાદિ ચાર કારણ એ બે ભેદો વચ્ચે મુખ્ય તફાવત શું છે?

૬૦૧. સમવાય કારણ તે જુદેજુદા મતભેદ અભિપ્રાયથી કહો?

૬૦૨. નિયાંણાની બાબતમાં ઉતસર્ગ અપવાદ બતાવો?

૬૦૩. દ્રવ્ય નય સાથે વ્યવહાર નયમાં અને ભાવ નય સાથે નિશ્ચય નયમાં શું તફાવત છે?

૬૦૪. કારક અને રોચક એ બે સમકિત કયે કયે ગુણઠાંણે કેહેવાય?

૬૦૫. સાત પ્રકૃતિ ક્ષય કરે તેને ક્ષાયિક સમકિત કેહે છે તે સિવાય ક્ષાયક સમકિત વિસે કોઈ ગ્રંથકારે બીજી રીતે શુ જણાવ્યું છે તે કહો?

૬૦૬. લોકના અંત પ્રદેશે રહેલા નિગોદીઆ જીવોને કેટલી દિશીનો આહાર ગણાય?

૬૦૭. અભવ્ય જીવો જે અવ્યવહાર રાશીમાં છે ત્યાંથી નિકલીને વ્યવહાર રાશીમાં આવી શકે કે કેમ અને તે કેવે પ્રસંગે?

૬૦૮. દેશ તથા પ્રદેશ વચ્ચે અને પ્રદેશ તથા પરમાણુ વચ્ચે તેમજ દેશ તથા પરમાણુ વચ્ચે શું તફાવત છે.

૬૦૯. સિધમાં સ્યાત નિત્યાનિત્યની તથા ગુણ પર્યાયની સપ્તભંગી સી રીતે?

૬૧૦. ભવાભિનંદિ અને પુદગલાભિનંદિમાં શું ફરક છે?

૬૧૧. લોકનો મધ્યભાગ અને ત્રીછા લોકનો મધ્યભાગ એ બેમાં કંઈ અંતર છે કે કેમ જો હોય તો કેટલો?

૬૧૨. સાતમી નારકી તળે ત્રીછુ પ્રમાણ સાત રાજ કેહે છે તે સાતરાજ પૂર્ણ કે અપૂર્ણ છે?

૬૧૩. દેવતાનાં શરીર મૂળ તથા ઉત્તર જઘન્ય પણામાં શું તફાવત છે?

૬૧૪. સમુર્છીમ મનુષ્યનું શરીર અંગુળના અસંખ્યાતમાં ભાગે છતાં તેને છેવઠુ સંઘયણ સી રીતે કેહેવાય?

૬૧૫. કેવળી સમુદઘાતના ૮ સમય–સૂક્ષ્મ કે બાદર?

૬૧૬. સામાન્ય વિશેષ ગુણમાં પરસ્પર સું તફાવત છે?

૬૧૭. વક્રગતીમાં અણહારકપણુ કેટલા સમય સૂધી ઉતકૃષ્ટ?

૬૧૮. દ્રવ્ય લેશ્યા અને ભાવ લેશ્યા એ બેઉ વચ્ચે શું ત-તફાવત તે તેનાં લક્ષણ સાથે કહો!

૬૧૯. દેવતા નારકીમાં જે લેશ્યા કહી તે તથા કર્મ ગ્રંથે ગુણઠાંણાંને લગતી જે લેશ્યા કહી તે દ્રવ્યથી કે ભાવથી.

૬૨૦. જઘન્ય ઉતકૃષ્ટ બંધના વિષયમાં સ્થિતીબંધ અને રસબંધ એ બેઉ વચ્ચે શું તફાવત છે?

૬૨૧. જે પ્રકૃતી ધ્રુવ બંધની કહી છે તેમાં સ્યાદવાદ પણાનો કોઈ એક દાખલો બતાવો?

૬૨૨. જે કર્મ પ્રકૃતીધ્રુવ બંધીમાં ગણાતી હોય તેજ પ્ર-કૃતી અધ્રુવ બંધીમાં ગણાય કે કેમ હા કહોતો તે કેઈ પ્રકૃતી અને કવી રીતે તે બતાવો!

૬૨૩. સ્થાપના જ્ઞાન અને દ્રવ્ય જ્ઞાનમાં શું તફાવત છે!

૬૨૪. દેવાયુની ઉતકૃષ્ટ સ્થિતી બંધ સ્વામી અને જીનના-મની ઉત્કૃષ્ટ સ્થિતી બંધ સ્વામી એ બેઉ વચ્ચે કંઈ તફાવત છેકે કેમ જો હોયતો કેવી રીતે?

૬૨૫. અંનતાનુ બંધીની વિસંયોજના કઈ ગતીમાં થઈશકે અને તે કયા કયા ગુણઠાંણે?

૬૨૬. મિથ્યાત્વથી મીસ્ર ગુણઠાણે જઈ શકે કે કેમ?

૬૨૭. કઈ કઈ લેશ્યામાં મિથ્યાત્વનો ઉપશમ થઈ શકે?

૬૨૮. ક્ષપક શ્રેણીવાલાને કેવળજ્ઞાન પામવાનો ઉત્કૃષ્ટ કાળ તથા ઉપશમ શ્રેણીવાલાને કેવળજ્ઞાન પામવાનો જઘન્ય કાળ એ બેઉ વચ્ચે શું ફેરફાર છે તથા તે બેઉ વચ્ચેના જઘન્ય કાળમાં શું ફરક છે?

૬૨૯. યથાખ્યાત ચારીત્રમાં નિંદ્રાનો ઉદય હોય કે કેમ અને એ બાબતમાં શું મત મતાંતર છે તે કહો?

૬૩૦. અગીઆરમા ગુણઠાણેથી એકદમ ચોથે ગુણઠાણે આવે કે કેમ અને તે કેવે પ્રસંગે?

૬૩૧. મનુષ્ય તથા તીર્યંચનુ જઘન્ય આયુ અંતર મુહુર્ત પ્રમાણ કહ્યુ છે તે અંતર મુહુર્ત કયુ સમજવુ?

૬૩૨. આઠ કર્મની સ્થિતી બંધાધ્યવસાય સ્થાનકનુ અલ્પ બહુત્વપણુ રી રીતે?

૬૩૩. એક એક અધ્યવસાય સ્થાનકે વર્તતા ત્રશ જીવ ઉત્કૃષ્ટ કેટલા?

૬૩૪. અવીરતી સમકિત ગુણઠાણેથી મીશ્ર ગુણઠાણે આવવા સંબંધી મતાંતર શુ છે?

૬૩૫. સાતા વેદનીનો નિરંતર બંધ ક્યાંસુધી હોય અને ત્યાંસુધી ધ્યાન તથા લેસ્યા કઈ તે કહો?

૬૩૬. જે ગંઠી ભેદ કહે છે તે ગંઠી એટલે શું અને તેમાં શું શું વસ્તું સમાય છે અને ગંઠીભેદ કયે ગુણઠાણે હોય?

૬૩૭ સમકીત પામ્યા પછી ગંઠી મોહલી વસ્તુનો ઉદય હોય કે નહીં?

૬૩૮. કેટલાક એમ કેહે છે કે જીનકલ્પી મોક્ષે ન જાય તેંનુ શુ સમજવુ?

૬૩૯. પુન્યાનુબંધી પાપ અને પાપાનુબંધી પુન્ય એ બેમાં શું તફાવત છે?

૬૪૦. સમકીત મોહીની અને સમકીત ગુણઠાણું ચોથુ એબેમા શું તફાવત છે?

૬૪૧. આત્મહિતને લગતાં કરણ કેટલાં અને ચઉદમે ગુણઠાણે કયુ કરણ કેહેવાય?

૬૪૨. કયો જીવ યુગલીયા મનુષ્યપણે ઉપજે તેમજ યુગલીઓ જીવ પરભવનું આયુ ક્યારે બાંધી શકે?

૬૪૩. મનુષ્યાયુની ઉતકૃષ્ટ સ્થિતી વિશુધીએ બંધાય તેવી વિશુધીનુ સ્થાનક કયુ તે કહો (સ્વામી બતાવો?)

૬૪૪. અતીત અદ્ધા કરતાં અનાગત અદ્ધા અનંતગુણા કેમ કહ્યા તેનું કારણુ કહો?

૬૪૫. સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમના એક વાલાગ્રમાં જે અસંખ્યાતા અંશની કલ્પના તે અંશ કેવડો જાણવો?

૬૪૬. બાદરઉદ્ધાર પલ્યોપમ અને સૂક્ષ્મઉદ્ધાર પલ્યોપમ વચ્ચે તથા બાદરઉદ્ધાર પલ્યોપમ અને બાદર અદ્ધાઅલ્યોપમ વચ્ચે તથા સૂક્ષ્મઉદ્ધાર પલ્યોપમ અને બાદરઅદ્ધા પલ્યોપમવચ્ચે શું તફાવત છે?

૬૪૭. કાળનુ માન ગણવાને પ્રસંગે ઉદ્ધાર અદ્ધા ક્ષેત્ર એ ત્રણુના સૂક્ષ્મ બાદર મળી છ ભેદ થાય તેમાંનો કયો ભેદ લાગુ પડેછે?

૬૪૮. બાદરઉદ્ધાર પલ્યોપમ અને બાદરક્ષેત્ર પલ્યોપમ વચ્ચે તથા સૂક્ષ્મઉદ્ધાર પલ્યોપમ અને બાદરક્ષેત્ર પલ્યોપમ વચ્ચે શું તફાવત છે?

૬૪૯, ચાર પ્રકારનાં પુદગલપરાવર્તનમાં મુખ્ય ગૌણ કોણુ છે અને તે શા શા પ્રયોજનમાં ભળે છે?

૬૫૦. ભવ પુદગલપરાવર્તન તથા ભાવ પુદગલપરાવર્તન એ બેઉ વચ્ચે શું તફાવત છે?

૬૫૧. ભાવ થકી પુદગલપારાવર્તન કોને કેહેવું તેના સૂક્ષ્મબાદર સિવાય બીજા બે પ્રકાર કેવી રીતે તે ટુંકામાં કહો?

૬૫૨. યોગ એટલે શું અને યોગ સ્થાનક એટલે શું તે કેહેવાની સાથે યોગ સ્થાનક અસંખ્યાતાં છતાં યોમના ભેદ ૧૫ કેમ કહ્યા અને તે કઈ નયથી)

૬૫૩. નીચે કહેલા દરેક ભેદનો સ્વામી કોણુ તે તેમનાં ગુણુસ્થાન સહીત બતાવો?

૧ સઘન રાત્રી સમાન  ૨ અઘન રાત્રી સમાન
૩ સઘન દીન સમાન  ૪ અઘન દીન સમાન

૬૫૪. વક્તાના ચૌદ ગુણ તથા શ્રોતાના ચૌદગુણ બતાવવાની સાથે એમાં પરસ્પર શું તફાવત છે તે જણાવો?

૬૫૫. ભવ્યા ભવ્ય અને દૂરભવ્ય વચ્ચે શું તફાવત છે?

૬૫૬. ખટ દ્રવ્યમાં કર્તા કારણ અને કાર્ય તે શું કહીયે તે બતાવો?

૬૫૭. જીવ સિવાય આઠ તત્વમાં કર્તા કારણ અને કાર્ય તે શું કહીયે?

૬૫૮. સદ ચિદાનંદ એટલે શું?

૬૫૯. ખટ દ્રવ્યમાં જીવને કારણ રૂપ પાંચ દ્રવ્યવડે શું કાર્ય થાય છે તે બતાવો?

૬૬૦. સાકાર ઉપયોગ અને અનાકાર ઉપયોગ એ બેઉના અલ્પ બહુત્વમાં કઈ અપેક્ષાથી કોણ જાસ્તી કેહેવાય?

૬૬૧. સમકીતના ૬૭ બોલમાં ક્ષાયક સમકિતીને તથા ક્ષયોપશમ અને ઉપશમ સમકિતવાળાને કેટકેટલા બોલ લાગુ પડે તે કહો?

૬૬૨. સમકિતદ્રષ્ટી પણ પેટીને પેટી જાણે છે તથા તેમજ કેહે છે અને મિથ્યાદ્રષ્ટી પણ પેટીને પેટી જાણે છે તથા તેમજ કેહે છે તેમ છતાં તેમાંનો એક જ્ઞાની અને બીજો અજ્ઞાનીમાં ગણાય તેનું કારણ શું તે તેઉ વચ્ચેના તફાવત સાથે કહો.

૬૬૩. સિધચક્રજીનું સ્વરૂપ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી કેવી રીતે તે દરસાવો તથા તેમાંના દરેકને લગતાં ગુણઠાંણાં તથા ગુણ કેટલા અને તેમાં ગુણ ગુણી કોણ.

૬૬૪. સામાન કેવળી નવ પદ માંહે કયા પદમાં સમાય જો અરીહંત પદમાં કેહેશો તો અરીહંતના ૧૨ ગુણ સામાન્ય કેવળીમાં કેમ લાગુ પડે.

૬૬૫. સપ્તનય પૈકી દ્રવ્ય ભાવનો ભેદ કરવામાં તથા વ્યવહાર નિશ્ચયનો ભેદ કરવામાં શું તફાવત છે?

૬૬૬. સપ્તનયમાં દરેકના સોસો ભાંગા કેવી રીતે થાય?

૬૬૭. સપ્તનય પૈકીની કેટલી નય વ્યવહાર નયમાં સમાય અને કેટલી નિશ્ચયમાં સમાય અને સમભીરૂઢ નય તે વ્યવહારમાં સમાય કે કેમ અને તેનુ શું કારણ.

૬૬૮. સામાન્ય ઉપયોગ અને સાકાર ઉપયોગ એ બેઉ વચ્ચે તથા વિશેષ ઉપયોગ અને નિરાકાર ઉપયોગ એ બેઉ વચ્ચે શું તફાવત છે ?

૬૬૯. જ્ઞાન રૂપ સંજ્ઞા અને અનુભવ રૂપ સંજ્ઞા એ બેમાં પરસ્પર શું ભેદ છે ?

૬૭૦. સ્ત્રી પુરૂષ નપુષક એ ત્રણ વેદનાં લક્ષણ કહો તથા તે પ્રત્યેકના બંધ અને ઉદયમાં શું તફાવત છે ?

૬૭૧. દંડક પ્રકર્ણમાં સંજ્ઞા એ એક વિષયને લગતાં બે દ્વાર ( ૪–૨૧ ) કેમ મુક્યાં છે તેનું કારણ કહો ?

૬૭૨. મનુષ્ય જે ઉત્તરવૈક્રીય શરીર કરી શકે તેની ઉતકૃષ્ટ અવઘાહના કેટલી અને તે સાથે દેવતાના ઉત્તરવૈક્રીય શરીરની અવઘાહના મેળવતાં શું તફાવત પડે તે કહો.

૬૭૩. મિથ્યાત્વથી મિશ્ર ગુણઠાણે જઈ શકે કે કેમ અને તે સાદિ કે અનાદિ મિથ્યાત્વી.

૬૭૪. મિશ્ર ગુણઠાણે જવા સંબંધી સૂત્રાભિપ્રાય અને કર્મ ગ્રંથાભિપ્રાય વચ્ચે શું તફાવત છે તે કહો.

૬૭૫. બાહ્યવૃતીએ કષાયોદય મંદ દેખાય તેમ છતાં તેને અનંતાનુબંધીનો ઉદય હોય કે નહી અને તે કેવે પ્રસંગે.

૬૭૬. તીર્યંચમાં કયા ગુણઠાણે ક્ષાયક સમકિત હોય અને કયા ગુણઠાણે ન હોય તે બતાવો. ( આદ્યનાં ત્રણ ગુણઠાણાં સિવાય.)

૬૭૭ પૂર્વે આયુ બાંધ્યા પછી ક્ષપક શ્રેણી ન કરે એમ છઠા કર્મ ગ્રંથે ગાથા ૪૭ ના અર્થમાં જણાવ્યું છે અને તે પછીની ગાથા ૮૧ ના અર્થમાં એથી બીજી રીતે કેમ કહ્યુ છે તેનો હેતુ બતાવો.

૬૭૮. ઉપશમ શ્રેણીથી પડતાં શાસ્વાદન ગુંણઠાણે આવે કે નહી તે વિસે શું મત મતાતર છે તે કહો.

૬૭૯. કયા સમકિતે આયુ બંધ નથી. તેમ મરણ નથી તે કહો.

૬૮૦. ચઉદરાજ લોકનો ઘન બુધીની કલ્પનાએ સાત રાજનો ગણ્યો તે કઈ નયથી અને તે યથાર્થ ગણિત હિસાબથી કેટલો થાય.

૫૮૧. ચઊદરાજ લોકની આદ્યભૂમી ક્યાંથી ગણવી અને તે ત્રીછાલોકના મધ્ય ભાગથી કેટલે અંતરે.

૫૮૨. સઘળા શબ્દોને લાગતી એવી શું વસ્તુ છે કે જેને અર્થે સમજવાનો માર્ગ કહીએ અને તે પ્રમાણ કે અપ્રમાણ કેહેવાય.

૫૮૩. લક્ષયોજન લાંબો પહોલો તથા હજાર જોજન ઊંડો એવો સરસવના દાણાથી ભરેલો કલ્પિત પાલો કર્મ ગ્રંથે વર્ણવ્યોછે, તે પ્યાલામાં સરસવના દાણાની ગણીત સંખ્યા કેટલી થઈ શકે.

૫૮૪. શંકાદિ પાંચ અતીચાર કયા ગુણઠાણેથી કયા ગુણઠાણા સુધી લાગી શકે છે.

૫૮૫. દેવગુરૂ અને ધર્મનો ભેદ નિશ્ચે તથા વ્યવહારથી સી રીતે અને તે ગણોઠને ઉપાદાનાદિ ચાર કારણો પૈકી કયા કયા કારણ લાગુ પડે છે તે કહો.

૫૮૬. એક જીવ સંબંધી ઉત્તર પ્રકૃતીનાં કુલ બંધ સ્થાનક કેટલાં અને તેમાં ભૂયસ્કાર તથા અલ્પતર અને અવસ્થિત બંધ સ્થાનક કેટલાં કેવી રીતે તે બતાવો.

૫૮૭. અનંતાનુબંધી કષાય ચોકડીની વિશંયોજના કર્યા વિના ઉપશમ શ્રેણી ન કરી શકે એટલે આઠમુ, નવમુ, દશમુ, અગીઆરમુ એ ચાર ગુણઠાંણાં સ્પર્શે નહી. એ મુખ્ય કિયા ગ્રંથનો મત છે.

૫૮૮. કર્મ ગ્રંથાભિપ્રાયથી નરકાયુ તથા તિર્યંચાયુ બાંધ્યા પછી ઉપશમ શ્રેણી ન કરે તો પછી એજ કર્મ ગ્રંથે અગીઆરમા ગુણઠાણે ૧૪૮ પ્રકૃતીની સત્તા કહી તેનુ શું કારણ ?

૫૮૯. સત્તા એ શબ્દાર્થમાં કયે પ્રસંગે શું શું સમાય છે?

૫૯૦. મન વચન કાયા એ ત્રણે યોગનુ જુદેજુદુ સ્વરૂપ સી રીતે છે ?

૫૯૧. સરાગ સંયમમાં જે અતીચાર લાગે છે તે કઈ પ્રકૃતીના ઉદયથી તે બતાવો ?

૫૯૨. કષાયની ૧૬ સોલ પ્રકૃતીની ચાર ચોકડી પોતપોતાના સ્વભાવે કરી અનુક્રમે સમકીત દેશવીરતી સર્વ વીરતી અને યથાખ્યાત ચારીત્રને રોકે છે તેમ છતા તેમાંની ત્રણ ચોકડી સર્વ ઘાતીમાં ગણી અને છેવટની એક ચોકડી દેશ ઘાતીમાં ગણી તેનું કારણ શું ?

૬૯૩. શ્રેણીનો પ્રારંભ સાકાર કે નિરાકાર ઉપયોગે થઈ શકે?

૬૯૪. તીર્થંકર નામ કર્મની ઉતકૃષ્ટ સ્થિતી એક કોડા કોડી ની માંહે કહી છે અને તેટલો કાળ તીર્યંચ ગતીવિના પૂર્ણ ન થઈ શકે તેમ છતાં તીર્યંચ ગતીમાં તીર્થંકર નામ કર્મની સત્તા નિષેધી તેનુ શું કારણ અને તે નિષેધનુ તથા સ્થિતીનુ મીળાન સી રીતે થઈ શકે?

૬૯૫. સમનયે કરી દ્રવ્ય તથા ભાવનું સ્વરુપ કહો?

૬૯૬. નવપદનાં પ્રત્યક્ષ પરોક્ષ પ્રમાણનુ સ્થાપન સ્વરૂપ કેવી રીતે?

૬૯૭. નવ તત્વમાં સ્વભાવિક અને વિભાવિક તત્વ કેટલા અને શુભ અશુભ તથા શુધ અશુધ ધ્યાનમાં કેટ કેટલાં તત્વ હોય?

૬૯૮. ષડાવશ્યકનું સ્વરૂપ દ્રવ્ય તથા ભાવથી કેવી રીતે અને તેનો હેતુ તથા ફળ પરીણામ સી રીતે?

૬૯૯. જઘન્ય પ્રદેશ બંધ સ્વામી કોણ અને તે કેટલી પ્રકૃતી બાંધે?

૭૦૦. લબ્ધીપર્યાપ્તો અને કરણ અપર્યાપ્તો એ બેઉ વચ્ચે કંઈ અંતર છે કે કેમ હોયતો સી રીતે?

૭૦૧. અનસનાદિ છ પ્રકારના તપને (બાહ્યતપ) એ સંજ્ઞાકારી વચન કેઈ નયથી કેહેવાય છે.

૭૦૨. જ્ઞાન વિનયના પાંચ ભેદમાં પેહેલો ભક્તી વિનય અને પાંચમો અભ્યાસ વિનય એમાં પરસ્પર શું તફાવત છે?

૭૦૩. જ્ઞાનની ચર્ચા કરવાથી નિર્જરા થાય કે કેમ જો થાય તો તે નિર્જરાના કયા ભેદમાં સમાય છે?

૭૦૪. યોગના અભાવે ધ્યાન થઈ શકે કે કેમ. જો થઈ શકે તો તે કેવા ધોરણથી તેનો દાખલો બતાવો.

૭૦૫. ત્રણ યોગમાં ફક્ત એકજ યોગથી ધ્યાન થઈ શકે કે કેમ તે દાખલા પૂર્વક કહો?

૭૦૬. દ્રવ્ય ઉતસર્ગ અને ભાવ ઉતસર્ગ કોને કહીયે અને તે પ્રત્યેકના કેટકેટલા ભેદ કેવી રીતે થઈ શકે છે?

૭૦૭. તેજશ શરીરને કેટલા સ્પર્શ હોય તે વિષે મતમતાંતર શું છે તે બતાવો.

૭૦૮. નિર્જરા થવામાં શું આવશ્યકતા રહેલી છે તે કહો અને નિર્જરા થવામાં કર્મની સ્થિતી તથા રસ વેદવાની જરૂરીઆત છે કે નહી?

૭૦૯. દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ એગાં સૂક્ષ્મબાદર કોણ તે તેના કારણ સાથે કહો?

૭૧૦. મન તથા વચન યોગની અને અવધી તથા મનપર્યંવ જ્ઞાનની સ્થિતી જઘન્ય એક સમયની કહી તે સમય કયો ગણવો?

૭૧૧. મનપર્યંવ જ્ઞાનની લબ્ધી ઊત્પન્ન થવાની યોગ્યતા માટે શું શું આવશ્યકતા છે?

૬૧૨. સર્વ જીવ કિયે અનંતે છે કોઈ મતે આઠમે અનંતે અને કોઈ મતે ચોથે અનંતે કેહેવાય છે તેનુ મિલાન સી રીતે?

૭૧૩. સર્વ જીવ અને ભવ્ય જીવ એ બેઊને અનંત શબ્દ કેહેવામાં શું ફરક છે?

૭૧૪. ઈચ્છા કયા ગુણઠાણા સુધી લાભે તે તેના કારણ સાથે કહો?

૭૧૫. સર્વ વિરતી સમાયક અને ચારીત્ર એ બેઉ વચ્ચે શું તફાવત છે?

૭૧૬. જીવ અને કાળના સમય એ બેમાં વધારે કોણ એ વિશે મત મતાંતર શું છે તે તેના હેતુ સાથે કહો?

૭૧૭. સત્ય અને સમકિત એ બેઉ વચ્ચે કંઈ અંતર છે કે કેમ અને તે સી રીતે?

૭૧૮. સત્ય એ શબ્દમાં જ્ઞાન દર્શન અને ચારીત્રને સમાવેશ થઈ શકે કે કેમ અને તે કયે ધોરણે?

૭૧૯. જેને યથાખ્યાત ચારીતને સ્પર્શ થયો હોય તે જીવ જઘન્ય ઉત્કૃષ્ટ કેટલા કાળમાં મોક્ષ પામે!

૭૨૦. જેને સમકિતની પ્રાપ્તી થઈ હોય તે તથા જેને યથાખ્યાત ચારીત્ર પ્રાપ્ત થયુ હોય તે એ બેઉ વચ્ચે ઉતકૃષ્ટ શંસાર ગણવામાં શું ફરક છે?

૭૨૧. અભવ્ય જીવ કોઈ ઠેકાણે ચોથે અનંતે અને કોઈમાં પેહેલે અનંતે હોવાનુ લખે છે તેનુ મીલાંન સી રીતે?

**પ્રથમ ભાગ સમાપ્ત.**

# ખુલાસો.

જ્ઞાનનાં બગીચાનો આ પેહેલો ભાગ છે તેની સાથે ઘણા ખુલાસાનો બીજો ભાગ જોડી દેશો એથી કરીને તે બગીચો અદ્ભૂત રસદાયક થશે.

# જાહેરાત.

નારણ હીરાચંદ કાનૂની કૃત અમુલ્ય બોધદાયક જે પુસ્તકો તેના કર્તા પાસેથી મુબઈ મધ્યે કોટમા બજાર ગેટમાં વધુ કેવલના માળાંમાં રોકડી કીમતે મળશે તેની તપસીલ.

## બહાર પડેલાં.

૧ કાનુન બોધક કે જેમાં બ્રિટીશ કાયદાઓના ગુહ્ય બોધકારક ખુલાસા તથા જંત્રીઓ વગેરે છે. ૨ ૦-૯-૦

૨ દિગ્ દર્શન યાને ફોજદારી અપૂર્વ જંત્રી એમાં બ્રિટીશ કાયદાઓના મથનથી કાઢેલી ફોજદારી જંત્રી વગેરે છે. ૦-૫-૦

૩ ધર્મ તત્વ ભાસ્કર યાને જૈન ધર્મ સંબંધી કાયદો એમાં જૈન શાસ્ત્રના મથનથી ગુહ્ય બાબતોના ખુલાસા ટુંકામાં દરશાવતાં જૈન શાસ્ત્ર જોડે બ્રિટીશ કાયદાઓનુ કેટલુક મીલાન કરેલુ છે. ૦-૬-૦

૪ જ્ઞાન ચર્ચા જીજ્ઞાસા એમાં જૈન શાસ્ત્રને લગતા સવાલો ૧૪૩ વગેરે છે. ૦-૨-૬

૫ ધર્મ તત્વ ભાસ્કર યાને ધર્મ કાનૂન એમાં જૈન શાસ્ત્ર માન્હેની કેટલિક બાબતોનુ સ્પષ્ટીકરણ તથા અપ્રસિદ્ધ પ્રશ્નોત્તર વગેરેછે. ૦-૪-૦

## જે છપાઈ બાહાર પડશે તે.

૬ જ્ઞાનનો બગીચો કે જેના દ્વારે અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થાય-તેનો પ્રથમ ભાગ આ પુસ્તક બહાર પડ્યુ બન્ને ભાગ મળીને ૧-૧-૦

૭ જૈન કાયદાનું બીજ યાને તીક્ષ્ણ બુદ્ધિ ગમ્ય અદભૂત સવાલ સંગ્રહ સવાલો ૧૦૭૫. ૩-૪-૦

૮ જૈન કાયદેકા બીજ ઔર બ્રિટીશ કાયદેકા મથન સવાલો ૧૫૦૦ (હિન્દુસ્તાનીમાં) ૫-૦-૦

**નારણ હીરાચંદ કાનુની.**

## કાયદાની સલાહ.

કાનુન બોધકના છેલ્લા ભાગમાં તા૦ ૫-૧-૮૭ની જે જાહેર ખબરમાં કાયદાની સલાહ આપવાની ફી વીસે જે ઠરાવો પ્રસિદ્ધ કરેલા છે તેને અનુસરીને કાયદાનો લાભ લેવાની સલાહ મળશે.

**નારણ હીરાચંદ કાનુની.**